# મનોરમા.

## (હિંદુ સંસારની વાર્તા.)

લખનાર—કવિ દા૦ એ૦ તારાપોરવાલા.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે ઢોંગ-સોંગ
ચોપાન્યાંના માલેક અને અધિપતી; ઢોંગ-સોંગ વાર્તામાળા નંબર વન,
ટુ, અને થ્રી, વિસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો
શાહજાદો, ઓરત, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડી
ચંપકો, પીકચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ
આશાન, હકદારનો હક, બાજધરણાનાં અવસ્તા,
એક પથ્થરના પ્રતાપ, મુર્તીની આંખનો હીરો, દુન્યા કે
દોજખ, ગંધાતો ગુલાબ, શીરીનની કાહાણી,
સફેદ ઠગ, બદીલ કે બેવફા ?,
મા-સગી કે સાવકી વિગેરેના
પ્રગટ કર્તા.




આ વાર્તાની ચોપડી મરહુમ કવિ દ દી એ. તારાપોરવાલાએ
તારાપોરથી લખી છે, અને મી૦ દીનશા એ. કરકરયાએ
મુંબઈ, ગ્રાંટરોડ, ટ્રામ તરમીન્સ પાસે ત્રીભુવનદાસ
બીલડીંગમાં આવેલાં "માણેક પ્રીન્ટીંગ પ્રેસ"માં
પોતાને માટે છાપી છે, અને ત્યાંથીજ
પ્રગટ પણ કરી છે.

જુનું અને જાણીતું

## ઢોંગ—સોંગ

રમુજી માસિક

દર માસે પ્રગટ થાય છે.

ઘરાકોને ભેટનું પુસ્તક
મળે છે.

વારસિક લવાજમ
રૂ૦ ૪નાં વી. પી. પોસ્ટથી
મોકલવામાં આવશે.

લખો—મેનેજર

**ઢોંગ-સોંગ**, ગ્રાંટરોટ-મુંબઈ.

# આદિ વચન.



મરહુમ મી૦ તારાપોરવાળાની આ કથા માટે પ્રસ્તાવરૂપે કંઇક લખવાનો જે પ્રસંગ મ્હને મળ્યો છે તે હું આનંદથી સત્કારૂં છું. તેનો મુખ્ય હેતુ એ છે કે "પારસી" અને "શુધ્ધ" ગુજરાતી વચ્ચે જે દિવાલો ઉભી થઇ છે તે ધીમે ધીમે નીચી થતી જાય છે એ હકીકત ઉપર ભાર મુકવાનો છે. પારસી અને હિન્દુ જીવનના તાત્વિક ભેદોને લીધે, તે અસંભવિત નથી છતાં, એ દિવાલો તદ્દન નષ્ટ થશે કે નહિ તેનો નિર્ણય તો ભવિષ્ય જે કરે તે ખરો. ગુજરાતી ભાષા બોલે તે ગુજરાતનું સંતાન—એ કવિ નર્મદ અને ખબરદારની ભાવના જેમ જેમ વધારે વિસ્તાર પામશે તેમ તેમ બન્ને સાહિત્યની ભાવનાઓ પણ નિકટ આવતી જશે. એકજ મૂલમાંથી જૂદી જૂદી દિશાઓમાં વહેલી અને જૂદા જૂદા પ્રદેશોને ફલદ્રુપ કરી આવેલી બે નદીઓનો જો ફરી સંગમ થશે તો તે વધારે સમૃધ્ધ અને કલ્યાણકર બનશે.

દાદાભાઈ અને ફીરોજશાહને જેમ ગુજરાત પોતાના ગણે છે તેમ મલબારી અને ખબરદારનાં કાવ્યો વિનાના સાહિત્યસંગ્રહો અધુરા ગણતાં ગુજરાત શીખ્યું છે. સાહિત્યના નિષ્પક્ષપાત અભ્યાસીઓએ તે બન્ને સાહિત્યના એક બીજા ઉપરના ઉપકારો પ્રગટ રીતે સ્વીકાર્યા છે. પારસી લેખકો શુધ્ધિનું તત્વ વધારે સ્વીકારતા જશે તેમ તેમ તેમનો સત્કાર શુધ્ધ સાહિત્યના નેતાઓ વધારે પ્રમાણમાં કરશે એ સ્પષ્ટ

છે. તેમ મણિલાલ અને બાલાશંકરે સુરીવાદનું અવતરણ ગુજરાતી સાહિત્યમાં કર્યું ત્યાર પછી મનસુખરામની શૈલીને જ શુધ્ધ ગુજરાતી ગણવી એ માન્યતામાં આજે ઘણો ફેરફાર થઇ ગયો છે તે હકીકતની નોંધ પારસી લેખકોએ પણ લેવી જોઇએ.

ગુજરાતનાં વર્તમાનપત્રો ખીલવવામાં અને તેની આડકતરી અસર ગુજરાતના ગદ્યવિકાસ ઉપર કરવામાં પારસી લેખકોએ જે હિસ્સો આપ્યો છે તેનો યોગ્ય સ્વીકાર કર્યા પછી તેઓ ભાષાશુદ્ધિના ઘણા સાધારણ નિયમો તરફ જે બેદરકારી અને અજ્ઞાન દેખાડે છે અને તેને પરિણામે ત્હેમના ઘણા ગ્રંથોની ઉપયોગિતા ઓછી થઇ જાય છે એ શોચનીય હકીકત તરફ ત્હેમનું લક્ષ ખેંચવું એ બન્ધુભાવનીજ પ્રેરણા છે. પારસી ગુજરાતી ઘણું સુધર્યું છે અને સુધરતું જાય છે તે તો અર્ધી સદી પ્હેલાંનું અને આજનું વર્તમાનપત્ર જોનારને તરત સ્પષ્ટ થાય એમ છે. આ ક્રિયા અને પ્રતિક્રિયા ચાલુ રહી ભવિષ્યમાં સામાન્ય ભાષા અને સાહિત્ય જન્મ પામશે તો આજના ભેદો વિરોધને બદલે વિવિધતાના અંશોમાં પરિણામ પામશે.

આ કથા ધાર્મિક અદ્‌ભૂત ચિત્ર—Devotional Romance—ના વર્ગમાં આવે એવી છે. અમાનુષી–Supernatural—સાધનોની યોજનાને લીધે તેમાં નવલકથાની વાસ્તવિકતા–Realisun—અને તેનાં બીજાં તત્ત્વો, વસ્તુ અને પાત્રવિકાસ આદિ તત્ત્વો, ન હોય એ સ્વાભાવિક છે. કથાસરિત્સાગર કે અરેબિયન નાઇટસની કોઇ કથા જેવું આનું

બંધારણ છે છતાં તેમાં નવલકથાના વાંચનારાઓને પણ રસ પડશે. કેટલીક પારસી નવલકથાના અપથ્ય દોષો આમાં બીલકુલ ન હોવાથી બાલકો અને સ્ત્રીઓના હાથમાં આ પુસ્તક મુકાય એવું છે.

સાધારણ શબ્દોની જોડણી અને શુધ્ધિ તરફ જો બીજી આવૃત્તિમાં વિશેષ ધ્યાન આપવામાં આવશે તો કથાની ઉપયોગિતા વધશે. 'અણી' ને બદલે 'એણ' અને 'રૂણ' ને રીણુ જેવા શબ્દ પ્રયોગો હિન્દુ વાંચનારાઓની બુધ્ધિમાં ઉતરતાં વાર લાગે છે.

આ કથા સ્વદેશી કાગળ ઉપર છપાવીને મહાત્મા ગાંધીજીને અર્પણ કરી છે તે માટે મી૦ દીનશાહ એદલજી કરકરયાને ધન્યવાદ ઘટે છે. ગાંધીજીએ પ્રસારેલી સ્વદેશીની અને સત્યાગ્રહની ભાવના પારસી સાહિત્યમાં આમ ઉતરતી જોઇ આનંદ થાય છે.

સાન્તાક્રુઝ
૨૮–૭–૧૯. } **સન્મુખલાલ ઝવેરીલાલ પંડ્યા.**



# આ હમારૂં ત્રેવીસમું પુસ્તક.



લડાઇનો શુરો હિંગામ નાબુદ થયો છે. દુન્યાને માથેનું કાળું વાદળ વીખરાઇ ગયું છે. સુલેહ અને શાંતીનું રાજ્ય ચાલી રહ્યું છે. સૌ કોઇ દુન્યામાં નવા નવા હુન્નર ઉદયોગમાં ધ્યાન લગાડી રહયાં છે. તેવાંજ એક બીઝનેશને માટે હમો પણ તૈયાર થઇ રહયા છૈયે. અને તે બીઝનેશ, જે આ હમારી સો 'સીરીઝો' પુરી કરવાનું મોતેબર કામ છે, તેને પુર ઝડપે હાથ ધરવાનું છે.

હમો આગળ કહી ગયા છીએ અને આજે ફરી કહીએ છીએ કે, આ હમારૂં નેક કામ જ્યાં સુધી પુરૂં થશે નહીં ત્યાં સુધી હમુને જંપીને કરારે બેસવા ગમવાનું નથીજ.

આ હમારૂં ત્રેવીસમું પુસ્તક છે. અને હજી હમુંને સીતોતેર નવાં પુસ્તકો પ્રગટ કરવાનાં બાકી રહ્યાં છે. જે હમો ૧૦ વર્ષના અરસામાં આટોપી નાંખીશું એવી હમુને ઉમેદ છે.

હિંદુ સંસારની આ વાર્તા હમોએ પ્રગટ કીધી છે જેનાં મરહુમ લેખક કવિ દાદી એમ૦ તારાપોરવાલા છે. આ મરહુમ દાદીનાં લખાણોની ખુબી એ છે કે નહીં જડબાં ભાંગી જાય એવાં સુધ્ધ લખાણો કે, નહીં ગામડયા બોચ જેવાં અશુધ્ધ લખાણો. ભાષા કેટલી બધી સરળ છે તે વાર્તા વાંચ્યા શિવાય ખ્યાલ આવતો નથી. પ્લૉટ સંગીન છે અને કુદરત ઉપર આસ્થા રાખતાં શી ફાયદા થાય છે તેનું રસમય બ્યાન વાંચતાં કંટાળો આવતો નથી.

આ નાહની ચોપડી માહાતમા ગાંધીજીને અર્પણ કરવાનું ઠેરવ્યું છે, તેમાં હમોએ એકજ કારણ જોયું છે અને તે કારણ

# અર્પણ.

એક દયાનો દાતાર, ગરીબોનો સાચ્ચો
સલ્લાહુકાર, ભલાંઓનો ખરો રાહુબર,
નીતીનો નેક, દુન્યાની ખોટી માયા-
ઓને તજી બેઠેલો, પારકાંઓને
માટે મોટાં સંકટ વેઠતો,
ખરો પરમાર્થી ગ્રહસ્થ,

**મોહનચંદ કરમચંદ ગાંધી**

બારીસ્ટર—એટ—લૉ.
જેઓ
મહાત્મા ગાંધીજીને નામે ઓળખાય છે
તેઓને
આ અદના પુસ્તક મોહટાં માન,
હેશાન અને લાગણીઓ સાથે
અર્પણ કરૂં છું.

**દીનશા એ. કરકરયા.**

એ છે કે 'સત્યાગ્રહ'ને નામે એવનનો ખરો ઉપદેશ શું છે, તે આ વાર્તામાં સુંદરરાવ શાસ્ત્રીજી સ્પષ્ટ રીતે ભજવી બતાવે છે. આ વાર્તા હમોને વાંચતાં તરતજ ખ્યાલ આવ્યો કે આ વાર્તા માહાત્મા ગાંધીજીને અર્પણ કરવી, કેમકે વાર્તાને બંધ-બેસ્તાજ ગૃહસ્થને આ વાર્તા અર્પણ કરવાથી તેમના સારા ગુણોનું વાંચનારાઓ અવલોકન કરે.

વળી પરવેશપત્ર પણ તેવાજ એક કાબેલ હિંદુ ગૃહસ્થ મી૦ સન્મુખલાલ ઝવેરીલાલ પંડયા બી. એ. એ લખ્યો છે કે જેથી આ ચોપડીના સંગીનપણામાં મોટો વધારો થયલો વાંચનાર જોશે.

માહાત્મા ગાંધીજીના મોટા માનને ખાતર આ વાર્તા સ્વદેશી કાગળ ઉપર છાપી છે અને મારા માનવંત મીત્ર ફરેદુનજી ડી૦ પદમજીની જાણીતી મીલનાં આ વાર્તાના કાગળો સ્વદેશી ઉદ્યોગનો એક સારો નમુનો રજુ કરે છે

હવે હમારા માનવંત જાહેર ખબર આપનારા મેહર-બાનોનો ખાસ ઉપકાર માનવાની રજા લઉં છું. આ હમારા જાહેર ખબર આપનારા વેપારીઓ આજેજ હમુને જાહેર ખબર આપીને એક રીતે મદદ કરે છે એમ નથી પણ વરસોનું એઓ સાથનું હમારૂં જોડાન એવું મજબુત છે કે સામેવાળાને અચરત કરે તેવું છે. એ સાહેબોને હમારાં કામ તરફ કાંઈ અજબ પ્યાર છે અને તેવાજ હેશાનથી હું એ ભાઇઓનો અત્રે ખાસ આભાર માનવાની રજા લઉ છું.

ગ્રાંટરોડ, મુંબઈ.
તા. ૧૧મી સપ્ટેમ્બર ૧૯૧૯.

લા૦ દુવાગો સેવક,
દીનશા એ. ઉરૂરચા

હમારી સીગારેટની ઉત્તમ બનાવટ.
આખા હીંદમાં કોઇ બનાવી શકતું નથી.



ગમે એવું
માથું દુખતું
હોય તેને
માટે હમારી

**અફલાતુન**
**સીગારેટ**
એક રામબાણ
ઇલાજ છે.
જેટલા
દવામાં ગુણો છે
તેથી વધુ હમારી
દરેક જાતની
**સીગારેટમાં**
ખુબી ભરેલી
છે. આ ભાઇને
માટેબી એજ
ઇલાજ છે.
તમો હમારી
સીગારેટ જરૂર
લેઓ !

સીગાર વગર
બીચારાનું કેવું
માથું દુખે છે!

## ધી મેડીવીયલ તોબેકો કુંપની,
વાંદરા મુંબઇ.

# વીસમી સદીનો જમાનો

## તે આ તેજસ્વી વીજળીનો છે.

દરેક
ઘરોમાં
દુકાનોમાં
ઓફીસોમાં
**વીજળી**
ની
**બતીઓ**
હોવીજ
જોઇએ.
અને
રાખવીજ
જોઇએ.

**ઘરો**
**વાડી કે**
**બંગલાઓમાં**
**ફીટીંગસનું કામ**
**ઉધડ પણ**
**લેવામાં**
**આવે છે.**

**ટેલીફોન**
**બેલ**
**બેટરી**
**પંખા**
**શીલીંગના**
**પંખા,**
**બ્રેકીટ**
અને દરેક
સાઇઝનાં
વાયરો
મળવાનું
ભરોસેદાર
ઠેકાણું
આજ છે.

દેશાવરનાં ઘરાકોને માલ વી. પી. થી પણ મોકલવામાં આવશે.

# અકબરઅલી તાજભાઇ.

૧૨૭ જંજીકર સ્ટ્રીટ બોરા બજાર.

ટેલીગ્રાફીક એડ્રેસ 'ટેમ્પલકેન.' ટેલીફોન નં૦ ૩૫૭૩૮.

લોકો કહેછ કે ટુંકા વાળ લાંબા થવાના નથી !

ખોટી

વાત છે.

મહુંજે—



સદંતર ખોટી

વાત છે!

જે લોકો

મદ્રાસ હેર

ઓઇલ

વાપરે છે તેઓના
બાલ કદી ખરી
પડતા નથી પણ
રોજ વધી વધીને બે વામ
જેટલા લાંબા થાય છે—
ગમે માનો યા—ના માનો
પણ મારી ખટલાંનાં
જેવા લાંબા બાલ તમારા
કદી થવાના નથી—કારણ
તમો મદ્રાસ હેર ઓઇલ
કાંય વાપરતાં નથી?

આજેજ ૧૨ આનાની એક બાટલી મંગાવી ખાત્રી કરો.

## શોરાબજી ડી. પટેલની કુંપની,

પારસી બજાર, કોટ, મુંબઈ.

# આ નવી જાતના ચુલાઓ સોએ સો ટકા ઉપયોગી છે.




☞ આ ચુલાનાં ઉપયોગીપણાં માટે હવે બે મત છેજ નહીં. જેઓ વાપડે છે તેઓ પોતાની દરેક જંજાળ ઓછી કરે છે.

વખતનો અને પૈસાનો બચાવ કરવાનો આએજ વખત છે. થોડી મેહેનતે પાકું કામ આ ચુલો કરે છે. જોવા શીવાય ખાત્રી આવશે નહીં.

**નીચલે ઠેકાણે જરૂર પધારજો.**

મેસ. મેસ. કાસમઅલીની કુંપની.

કાલબાદેવી રોડ કંસારા ચાલ પોસ્ટ નંબર ૨.



મનોરમાંનો ભાગ્યશાળી પુત્ર.

# મનોરમા

—અથવા—

## સુખ-દુઃખનાં સ્વપ્નાં જોનારી સુંદરી.

### પ્રકરણ ૧ લું.

### એક આગાહી.

તુળજાપુરમાં સુંદરરાવ નામે એક શાસ્ત્રી બાવા પોતાની સ્ત્રી આનંદીબાઇ સાથે સારી સુખવાસી અને આબાદ સ્થિતિમાં રહેતા હતા. તેમને પેટે એક છોકરો અને એક છોકરી એમ બે ફરજંદ હતાં. છોકરો વડો હતો અને તેનું નામ 'મનહરરાવ' પાડયું હતું, જ્યારે છોકરી 'મનોરમા'નાં મોહક નામથી ઓળખાતી હતી.

શાસ્ત્રીબાવા આખાં તુળજાપુરમાં સુપ્રસિદ્ધ હતા. તેઓ ધર્મ સંબંધી કથાઓ કરવાનું કામ કરી પોતાનું ગુજરાન કરતા હતા. તેમનાં પિતા એક સારી પુજી મેલી ગયલા હોવાથી તેમની સ્થીતિ આબાદ હતી.

શાસ્ત્રીબાવા સ્વભાવે ભોળા, આનંદીબાઇ પણ સદગુણી અને સતી સ્રી હતી. મા-બાપનાં એવા સારા ગુણો તેમનાં બન્ને સંતાનોમાં અચ્છી રીતે ઉતરેલા હતા. એકંદરીમાં તે એક સુખી કુટુંબ હતું.

શાસ્રીબાવા સુંદરરાવને ધર્મશાસ્રની કથાઓ કરવાનાં પોતાનાં ધંધા ઉપરાંત જ્યોતિષનો અને સંગીતનો ભારે શોખ હતો. જ્યોતિષ શાસ્રમાં તેમને જેવી કાબેલિયત કોઈ બતાવી શકતું નહતું અને જો કે એ તેમનો ધંધો નહતો, તોપણ, જેમને, જ્યોતિષ સંબંધી તેઓની કુશળતાની જાણ હતી તેમને બીજા અલ્ફાતુ અને પેટભરૂ જ્યોતિષિઓ કને જવા ગમતું નહતું. તેઓ તો શાસ્રી બાવા આગળ આવી, વિનંતિ કરીને પોતાનું કામ પાર પાડી જતા અને તે "શોખની સેવા" સુંદરરાવ શાસ્રી ખુશીથી માથે ઉઠાવતા.

હાલ શાસ્રીબાવાની ઉંમર ૬૦ વર્ષની હતી, પણ જ્યારે તેઓ ૪૦ વર્ષની વયનાં હતા ત્યારે 'મનોરમા'નો જન્મ થયો હતો. તેણીનો ટપકો પણ તેઓએજ બનાવ્યો હતો. તે ટપકો જોઇ સુંદરરાવ શાસ્રીએ પોતાની સ્રી આનંદીબાઇને કહ્યું હતું કે "આ છોડી બહુ રૂપાળી અને ભાગ્યશાળી નીવડશે, પણ તેણી ૨૦ વર્ષની વય પહોંચશે ત્યારે એક દહાડે અચબુચ મારા ઉપર એક આફત આવી પડશે. એ આફત શું છે તે હું આપણી મનોરમાની

પત્રિકા ઉપરથી કલ્પી શકતો નથી એ મારી મોટામાં મોટી મુશ્કેલી છે. જો મને સ્હેજ પણ ઇશારો મળત તો હું તે બાબે સાવધ રહત, પણ મારા ઘણા પ્રયત્ન છતાં મને કાંઇ સમજાતું નથી. મનુષ્ય માત્ર સુખદુઃખને માટે સરજાયલાં છે, જેથી દુઃખ આવી પડવાની ધાસ્તીથી ડરવાનું કાંઇ કારણ નથી. સૃષ્ટિમાં મોટા મોટા શાહુ–સુલતાનો વટીક સુખદુઃખનાં ભોગ થઈ પડે છે, તો ત્યાં આપણી શી કથા?–પણ તું જાણે છે કે પ્રિયા?—મનોરમાની પત્રિકાપરથી મને એવું જણાય છે કે તે આફ્ત આવવાની આગમચ આપણી આ કન્યાનેજ તે વિષે આગાહી થશે! આપણું જે કાંઇ હશે તે જતું રેહેશે અને આપણે તમામ કંગાળ સ્થીતિએ પહોંચીશું, પણ થોડાજ દિવસમાં એજ કન્યાનાં સુભાગ્યથી ફ્રી એકવાર આપણો દહાડો ફ્રી જશે અને આપણને એક છુપ્યો ખજાનો હાથ લાગશે. આ બન્ને બનાવ–આફ્ત અને દોલત–મનોરમાને વીસમે વરસે આવનારા બે જુદા જુદા સ્વપ્નાને આભારી રહેશે. હાલ તુરત આ વાત તું છાનીજ રાખજે. મનહરરાવ કે મનોરમા મોટાં થયા પછી પણ કોઇ દહાડે તેમની જાણમાં લાવીશ નહીં. જે કાંઈ ઇશ્વરેચ્છા હશે તે થશે.”

આનંદીબાઇ એક આજ્ઞાકિત અબળા હતી. તેણીએ તે વાત પતિનાં હુકમ મુજબ મનમાંજ રાખી મેલી.

જ્યારે મનોરમા ૨૦ વર્ષની વયે પુગી ત્યારે બન્ને ધણી-ધણીયાણી પેલી આગાહી માટે પોતપોતાનાં મનમાં સાવધ રહ્યાં. ધણીએ જેમ ધણીઆણીને યાદ આપી નહીં તેમ ધણીઆણીએ ધણી "ફીકર કરશે" એમ ધારી તે બાબતથી તેને સાહુચેત કર્યો નહીં, પણ ખરી વાત તો એ હતી કે બેઉ જણાં તે આફતની યાદથી સાવધાન હતાં અને મનોરમા ક્યારે તેનો ભેદ ખોલે તેની રાહ જોઇ રહ્યાં હતાં !

મનોરમા હવે એક મનોહર સુંદરી બની હતી. સુંદરરાવ શાસ્ત્રી અને આનંદીબાઈ પોતે દિલજીત સૌંદર્ય ધરાવતાં હોવાથી તેમનાં ફરજંદોની ખુબસુરતીનું પુછવું પડે એમ ન હતું. મનહરરાવ કરતાં મનોરમા અત્યંત રૂપાળી અને જવાનીનાં પુર બ્હારમાં ખીલેલી એક ગુલછડી જેવી ઉછળી આવી હતી. ૨૦ વર્ષની નાની વય છતાં તેણી ૩૦ વર્ષની એક ભરજવાન સુંદર સ્ત્રી હોય તેમ જવાની અને જોબનનાં બહારમાં ઇંદ્રની એક અપ્સરા સમાન ખીલી નીકળી હતી. તેણીનાં મા-બાપ તેણીને જોઇ મનમાં ને મનમાં હરખાતાં હતાં. હિંદુઓમાં છોકરીની જાત ૧૨-૧૫ વર્ષની થઇ કે તેણીને ઠેકાણે પાડવાની દોડાદોડી કરવામાં આવે છે, પણ સુંદરરાવ શાસ્ત્રીનાં વિચારો સુધરેલા હતા અને પોતાની કન્યાને જ્યાં સુધી એક લાયક પતિ પુછતો આવે નહિં ત્યાં સુધી દોડાદોડી પરણાવી દેવાની વિરૂધ હતા.

તેમનાં જાતભાઇઓ વારંવાર મનોરમાને "હજી રાખી મેલવા" માટે નરમ ઠપકો દેતા હતા, પણ શાસ્ત્રીબાવા હમેશાં તેનો જવાબ "મારૂં કામ હું બરાબર સમજું છુ" એવો મોઘમ આપી બધી કાશળ ગુપચુપ પતાવતા હતા!

——:o:——

## પ્રકરણ ૨ જું.

——:o:——

## મનોરમાનું પહેલું સ્વપ્નું–આજથી આઠમે દહાડે!"

એક દહાડે સુંદરરાવ શાસ્ત્રી દેવ–પુજાથી ફારેગ થઇ માત્ર એક જનોઇ અને બારીક કુમાસનાં એક ધોતીભાર ઘરનાં આગલા ઓરડામાં એક સુંદર ગલીચા પર બેસી પોતાનાં માનીતાં વાજીંત્ર 'બીન' ઉપર "કૌન કૌન ગુણ ગાઉં રામ કે!" સુંદર સંગીતનો એકલો વિનોદ મેળવતા ત્યાં મનોરમા દાખલ થઇ અને તેમની પાસે બેસી જઇ કાંઇ કહેવા ઇચ્છતી હોય તેવો દેખાવ કર્યો. ચગરા શાસ્ત્રીબાવા તુરત ચેતી ગયા અને ડોકું હલાવી ઝટ 'બીન' પડતું મેલી મનમાંજ પટપટયા કે "પેલી ગંભીર ઘડી આજે આવી પુગી ખરી!" પોતાને ઉપજેલી શંકા મનોરમા જાણવા નપામે તેમ હસ્તો ચેહેરો રાખી તેવણે તેણીને પ્રશ્ન કર્યોઃ "કેમ

બેટા, કાંઇ કામ છે? તારા ચેહેરા પરથી લાગે છે કે તું કાંઇ મને કહેવા આવી છે!"

"હા પિતાજી!" તે દિલજીત સકુમારીએ હસ્તે ચેહેરે ઉત્તર આપ્યો. "ગઇ રાત્રે મેં એક વિચિત્ર સ્વપ્નું દીઠું છે અને તેની મને સમજ પડતી નથી, તેથી, તે વિષે હું આપને પુછવા આવી છું."

"સ્વપ્નામાં તેં શું દીઠું, બેટા" જાણે કાંઇજ બન્યું નહોય તેમ સુંદરરાવ શાસ્ત્રી પોતાની છાતીપરનાં પાકીને શ્વેન થયલા વાળ પસવાળતાં હસ્તે ચેહેરે પુછવા પડયા.

"સ્વપ્નામાં મેં એમ દીઠું, પિતાજી, કે હું એક અંજાણ્યાં અરણ્ય (જંગલ) માં ઉભેલી છું અને ઘરનો રસ્તો ભુલી ગઇ છું, જેથી વિચાર કરૂં છું કે મેં કયે રસ્તે જવું? તેટલાં ત્યાં એક ડરામણો અવાજ સાંભળી હેબતાઈ ગઈ પણ જરાવાર થોભીને મેં મોટેથી પુછયું કે 'ઓ! એ અહીં કોણ બોલે છે?—'આજથી આઠમે દહાડે' એટલે શું?" તેના જવાબમાં મને પાછો તેજ વાકય સંભળાયો કે 'સમજવું હોય તો સમજ—આજથી આઠમે દહાડે!' આટલુ સાભળતાં મારી આંખ ઉઘડી ગઇ અને મેં મુને મારી પથારીમાં પડેલી જોઇ, આ વખ્તે પેહેલાં રાત્ર હતી અને તુરતજ આપણા ઘડીયાળમાં અગીઆરનાં ઠોકા પડતા મેં ગણ્યા.

'બસ એટલુંજ દીઠું કે, મનુ? હું ધારૂંછું કે—"

"જરા સબર કરો, પિતાજી, હજી મેં મારૂં બોલવું પુરૂં કીધું નથી." તેણી બોલી. "આ સ્વપ્નું જોઇ હું મન સાથ હસીને કોર વાળી પાછી સુઇ ગઇ, પણ મધરાતનો સમય થતાં ફરીથી પેલાંજ અરણ્યમાં મેં મને ઉભેલી જોઇ અને બીજીવાર પેલોજ સાદ સંભળાયો કે 'આજથી આઠમે દહાડે!'—વળી પાછી હું ચમકી ઉઠી અને ઘડીયાળમાં જોઉંછું તો સાડાબાર થયલા હતા! 'એ આજે મને એમ શું થાય છે?' એમ મનમાં બબડી મેં મારૂં બિછાનું પાછું સમું કર્યું અને પ્રથમ પુર્વ ભણી માથું કરી હું સૂતી હતી તે દિશા બદલી નાખી પશ્ચિમે તકીયો મેલી સુતી. હું જલદીજ નિંદ્રાવશ થઇ, પણ પાછલી રાતે પ્રભાત સમય થતાં બીજીવાર ફરીથી તેજ સ્વપ્નું મને નડયું!—બસ એકજ વાકય કે 'આજથી આઠમે દહાડે!' કહો પિતાજી, મને કાંઇ સમજ પડતી નથી! એકજ રાતમાં એકજ સ્વપ્નું ત્રણ ત્રણ વાર એક સરખું પડે એ કેવું કેહવાય? અને 'આજથી આઠમે દહાડે!'નો ભેદ શું? આપ જ્યોતિષશાસ્ત્રમાં કુશળ છો માટે મને એનું નિરાકરણ કરી આલો!"

એક પળ શાસ્ત્રીજી ચુપ અને પછી આ સ્વપ્નામાં કાંઈ દમ ન હોય તેવો દેખાવ કરતા બોલ્યા: "મારી વ્હાલી દીકરી! તું એટલી ઇન્તેજારી શામાટે રાખે છે?

બિસાત વિનાનું આ સ્વપ્નું છે. જ્યારે પેટમાં અજીર્ણનું જોર હોય ત્યારે ઘણીવાર એવા વાહિયાત સ્વપ્ના આવેછે."

" નહિં, પિતાજી ! મારા મનનું સમાધાન આ શબ્દોથી થવાનુ નથી. મને કાંઇ છુપી ફાળ પડયા કરે છે ! કાંઇ પણ બુરૂં બનવાનું છે એવું મને આજ સહવારથી લાગ્યા કરે છે! હું ગઇ કાલનો દહાડો નોંધી રાખીશ અને આવતા આઠમાં દીવસે શું બનનાર છે તે હું જોવા માંગું છું. પણ તેટલાં તમે તમારાં જ્ઞાન–બળથી મને આ સ્વપ્નાની તાસીર નહીં સમજાવો?"

સુંદરરાવે જોઇ લીધું કે મનોરમા એમ સમજવાની નથી, તેથી, કહ્યું કે "બેટા, તારી તેવીજ મરજી છે તો હું પુરસદે ગણિત કરીને તને એનું ફળ સમજાવીશ. માટે હમણાં તો તું શાન્ત થઇને જા ને તારા અભ્યાસપર ધ્યાન આપ, વારૂં, પેલું તુળસીપત્રનું નવું ઝાડ, જે તેં રોપ્યું હતું તે, સજીવન છે કે? કાંઇ કરમાયું તો નથી?" તે ડાહ્યા પિતાએ વાત ફેરવી નાખી પુછયું.

"નહિ પિતાજી, નથી કરમાયું!" એમ કહી તે મનોહર છોડી ચિંતાતુર ચેહેરે ત્યાંથી ચાલતી થઇ !

હવે સુંદરરાવને ચિંતા કરવાની વારી આવી. તેણે આનંદીને બોલાવી મનોરમાએ જોયલા સ્વપ્નાની બીનાથી તેણીને વાકેફ કીધી.

આનંદીબાઇ ઘણી શાણી સ્ત્રી હતી. "જે કાંઇ ઇશ્વરેચ્છા હશે તે થશે, માટે ચિંતા કરવામાં શું થવાનું છે?—આપણું ઇચ્યુ કાંઇ થતું નથી માટે ઇશ્વરપર સંપુર્ણ વિશ્વાસ મેલીને રહો" એવો સધ્યારો આપી તેણીએ પોતાનાં પ્રાણનાથને થડો પાડયો.

બીજે દહાડે મનોરમા પેલા સ્વપ્નાનું ફળ પુછવા પાછી આવી, પણ શાસ્ત્રીબાવાએ "મને કાંઇ સમજાતું નથી માટે કહી શકતો નથી" એમ કહી તેણીની જેમ તેમ સમજુત કાઢી. મનોરમા સમજી ગઇ કે "પિતાજી મને ઉડાવે છે"

## પ્રકરણ ૩ જું.

—:o:—

### આઠમા દિવસની આફત—સ્વપ્નું સાચું પડ્યું.

અંતે પેલો આઠમો દહાડો આવી પુગ્યો. જે કાંઈ હશે તે આજે આપોઆપ જણાઇ જશે. એમ તે ત્રણે જણાં પોતપોતાનાં મન સાથ નક્કી કરી ચિંતાતુર ચેહેરે ફરવા લાગ્યાં.

અને ખરેખર તેમજ બન્યું. સહવારનાં પ્રહરમાં એક બ્રાહ્મણ જવાન, બેલીફ જોડે સુંદરરાવ શાસ્ત્રીનાં ઓટલાપર ચઢી આવ્યો અને તેમની માલ મીલકત જપ્ત કરવાનું જપ્તીનું સરકારી વારંટ બતાવી તેમને એકદમ પરહેજ કર્યા!

શાસ્ત્રીબાવા આ મામલો જોઈ ફાટી રહ્યા!

"હું કોઇનો એક દમડીનો પણ દેણદાર નથી અને આ વોરંટ કેવું ને વાત શી?" તેવણ ઘાભરા પડીને પુછવા પડયા.

"નાદેડવાળા બનસીલાલ સાહુકારને શુ તમે નથી ઓળખતા?" પેલા બેલીફ જોડે આવેલા બ્રાહ્મણ જવાને પુછ્યું.

"નહીં, આજે આ નામ હું પહેલુંજ સાંભળું છું. એવા કોઈ ધણીને હું ઓળખતો નથી." શાસ્ત્રીજીએ જવાબ આપ્યો. "હું કોઈનો એક દમડીનો પણ દેણદાર નથી." તેવણ ફરીથી બોલ્યા.

"તે વાત ખરી, પણ આ અક્ષરો તમે ઓળખો છો?" પેલા બ્રાહ્મણ જવાને પોતાના ખીસામાંથી એક અસલ દસ્તાવેજ કાઢી શાસ્ત્રીબાવાનાં હાથમાં મેલતાં પુછ્યું.

,'હા, એ મારા પિતાજી દિનકરરાવનાં પોતાનાં હસ્તાક્ષર છે!" સત્યવાદી શાસ્ત્રીબાવા તે અક્ષરો જોતાંજ બોલી ઉઠયા.

ત્યારે તમે નહીં પણ તમારા મૈયત પિતાએ સાહુકાર બનસીલાલ પાસેથી આજથી ત્રીસ વર્ષની વાત પર આ દસ્તાવેજની રૂહે ત્રીસ હજાર રૂપીયા વ્યાપાર કરવા માટે વ્યાજે લીધાં હતા, તેની આ જપ્તી છે.

આ દસ્તાવેજમાં મરનારે ખુલ્લું લખી આપેલું છે કે 'જો આ દેણું ભર્યા વિના હું મરી જાઉં તો સો વર્ષ સુધી મારા વર–વારસો તે ભરપાઈ કરી આપવાને બંધાયલા છે,' તેની રૂહે ત્રણ દાહેકા પસાર થઈ જવા છતાં આ દસ્તાવેજ ખોટો થઇ શકયો નથી. તમારા પિતાજી કયારે મૈયત થયા ?"

"તેમને મૈયત થયાને તો ૨૫ વર્ષ થયાં !"

"હે પરમેશ્વર ! હું આ શું સાંભળું છું ? ૨૫ વરસ થઇ ગયાં ! અને આટલો લાંબો ગાળો ગુજરવા છતાં તમે તેમનાં મોતની ખબર પણ સાહુકાર બનસીલાલને આપી નહીં ?"

"અરે પણ હું કેવી રીતે આપુ ? સાહુકાર બનસીલાલનું મારા પિતાપર લેહેણું હતું એમ હું જાણું તો આપું કેની ? ઓ ઇશ્વર ! આ શો ભેદ ! હું આજેજ પહેલું સાંભળું છું કે મારા પિતા મૈયત થયા ત્યારે તેવણ કરજદાર હતા !"

ગરીબ બીચારા સુંદરરાવ સાસ્ત્રી ! તેમની સ્થીતિ ખરેજ દયાજનક થઇ પડી હતી ! તેવણને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેમનાં પિતાને દેવું હતું. જો તે વાત તેઓ જાણતા હોત, તો પિતાનાં મોત પછી જે પુંજી તેમને મળી હતી, તેમાંથી તે પતાવી દેવાને તેઓ કદી ચુકત નહીં.

"ત્યારે શું તમે આ દેવું આપવાને ના પાડોછો?"

"ના, હું તેમ કદી કહી શકું નહી; અને પિતાજીના અક્ષર પિછાણ્યા પછી હું તેમનાં આત્માને કોઈનાં રીણમાં રાખીશ નહીં. તેમ કરતાં ભલે હું એક કોડી વિનાનો ભીખારી થઈ જાઉં !" તે સત્યશિળ શાસ્ત્રીએ લાગણીથી જવાબ આપ્યો.

આ તકરાર વધુ વખત ચાલવા પામી નહીં. શાસ્ત્રીબાવાએ ત્રીસ હજાર, હજારનું ત્રીસ વર્ષનું સરળ વ્યાજ ટકાની તેરીખે ગણી કાઢતાં એક લાખ આઠ હજાર રૂપીયાનો આંકડો નીકળ્યો તે જોઇ તેવણ ફાટી રહ્યા ! ઘરબાર, ખેતીવાડીની જમીન અને પોતાની ન્હાની રોકડ પુંજી એ બધું આપી દેતાંએ સઘળું અદા થાય એમ નથી એવું જોઇ સુંદરરાવ હરણફાળ થઇ ગયા !

આ વખ્તે આનંદીબાઇ અને મનહરરાવ ત્યાં હાજર હતાં. તેઓ પણ ડઘાઇ ગયાં હતાં. મનોરમા ઘરમાંજ હતી, પણ તેણીને આ આફતની ખબર ન હતી ! તેણી પાછલી તરફનાં પોતાનાં અભ્યાસ કરવાના ઓરડામાં એક નીતિમાન નોવેલ વાંચતી એક ખુરસીમાં શાંત પડેલી હતી !



## પ્રકરણ ૪ થું.

---

### પ્રેમનું પજરણુ.

એટલામાં ઘરની દાસી ગંગા ત્યાં દોડી આવી.

ઓ મનોરમા!—ઉઠ જલદી! તારા પિતાને કોઇ પકડવા આવ્યા છે! "પેલી દાસીએ તેણીને ઘભરાવી મારી" આગળી તરફ આફ્ત આવી ઉભી છે અને તું અહીં શાંતીથી——" તે દાસી હજી કાંઇ વધું બોલે તે આગમચ મનોરમા ખુરસીપરથી એક ચીશ પાડી ઉભી થઇ અને "હે ઇશ્વર! આખરે મારૂં સ્વપ્નું સાચું પડે છે કે શું?" કરતી આગળી તરફ દોડી!

"ઓ પિતાજી! ત્યારે શું આખરે 'આઠમો દહાડો' આપણને નડયો ખરો કે?" તેણી એકદમ ઓટલાપર ધસી જઇ પોતાના પિતાને ગળે વળગી પડતાં રડીને પુછવા પડી. "અરે મને કહો કે આ શી આફ્ત છે."

સુંદરરાવ શાસ્ત્રી તેણીને સઘળી હકીકત માંડીને કહે તેવી હાલતમાં હાલ ન હતા, તેથી તેણીના ભાઇ મનહરરાવે તેણીને બાજુએ લઇ જઇ તે આફ્ત શી હતી તે રડતે ચેહરે ટુંકમાં સમજાવી.

પણ અહીં એક બીજો ચમત્કાર બન્યો!

મનોરમાના મનોહર મુખડાએ અચણુચ ઘરમાંથી

બીજનાં ચંદ્ર.પેરે દર્શન દીધાથી પેલા જોડે જપ્તી બજાવવા આવેલો જવાન બ્રાહ્મણ, જે એક દેખાવલો પુરૂષ હતો, તે તેણીનું અપુર્વ સૌંદર્ય જોઇ ફાટી રહ્યો. તેજ પળે તેનાં હૃદયમાં કાંઇ છુપી ચિંગારી પડી ! તે આટલો વખત શાસ્ત્રીબાવા જોડે લગાર સખતાઇથી વરતતો હતો, પણ મનોરમાની મોહક મૂર્તિ જોતાંજ જાણે પાણી કરતાં પાતળો અને રેશમ જેવો નમ્ર થઈ ગયો !

"શાસ્ત્રીબાવા, તમે ધભરાશો નહીં કૃપા કરી ઘરમાં આવો !" તે, તે ઘરડા પુરૂષને ઘરમાં તેડી ગયો અને જતાં જતાં બેલીફને કહ્યું કે "તું અહીંજ બેસ–હું આઉં ત્યાં સુધી કશી અમલ-બજાવણી કરીશ નહી–મારે આ વૃધ ગ્રહસ્થ સાથે કાંઇ વાત કરવી છે."

સુંદરરાવ તે જંવાન જોડે અંદર ગયા અને તેમનાં ઓરડામાં બીછાવેલી શેતરંજીપર બન્ને જણા બેઠા.

"આ જવાન છોડી. જેણી હમણાંજ આવીને તમારે ગળે વળગી પડી એ કોણ-તમારી દીકરી થાય!"

"હા."

"એ પરણેલી છે ?"

"નહિ !"

"ત્યારે મારી એક અરજ કબુલ કરશો, પિતાજી!" પેલા જવાને અહીં પેહેલ્લીજવાર "પિતાજી" શબ્દ વાપર્યો.

"બોલો !"

હું એમ કહેવા માગું છું કે આ આખું કરજ હું પોતે ભરપાઇ કરૂં અને એનાં બદલામાં તમે મને તમારી આ કન્યા લગ્નમાં આપશો ?"

"કદી નહીં! શું મારા પિતાજીનું કરજ ફેડવા માટે હું મારી કન્યાને વેચું? ઓ! એમ કદી બનશે નહીં. ભલે મારૂં જે કાંઈ હોય તે તમે એકદમ જપ્ત કરો ને તેટલાંથીએ પુરૂં ન થતું હોય તો મને જેલમાં નંખાવો!—હું એક કોડી વગરનો કંગાળ થવાને ખુશી થઈશ, પણ એવી ખોટી રીતે મારી ઇજત અને એસ્ટેટ બચાવવા સારૂ મારી એક પુરી કન્યાને હું મરતાં વેચવાનો નથી!—એક ઘડીભર એવો નીચ ખ્યાલ વટીક હું કરવાનો નથી!"

"એક પિતા તરીકે તમને ધન્ય છે, શાસ્ત્રીજી! પણ એમાં આપને અપમાન માનવા જેવું કશું——"

"ખબરદાર! ફરીથી એ વાત કરશો નહીં!" શાસ્ત્રીબાવા સુંદરરાવ હવે ડોળા કકડાવી ગરમ બની જઈ બોલ્યા. "આ લેણુ–દેણુની વ્યવ્હારિક વાતોમાં મારી મનોરમાનું નામ હું તમને કદી લેવા દઇશ નહીં પણ ઉભા રહો! તમે મારી મજાક કરો છો એમ લાગે છે. આ કોઈ બનસીલાલ સાહુકારનાં તમે મેહેતા કે મુત્સદી હો એમ જણાય છે તો તમે મારૂં આટલું

મોટું કરજ ભરવાને તૈયાર થયા છો તે મશ્કેરી નહીં તો બીજું શું ?

"નહીં, શાસ્ત્રીજી ! અહીં એક ખુલાસો કરવાની જરૂર છે. નાદેડની સાહુકાર બનસીલાલની પેહડી એક મારવાડી પેહેડી તરીકે જાહેરમાં ગણાયલી છે, પણ ખરી વાત તો એ છે કે દખ્ખણનાં જાણીતા સરદાર ગોપાળરાવ દેશમુખ તેનાં ખરા માલેક છે, હુ સરદાર ગોપાળરાવનો વડો દીકરો ગોવિંદરાવ છું ! ખરો ભેદ આ હોવાથીજ મેં તમારી કન્યાનો હાથ ઇચ્છી સઘળાં દેણામાંથી તમને મુક્ત કરવાની——"

"નહીં નહી, તમે સરદાર ગોપાળરાવના તો શું પણ કોઇ રાજવંશીના યુવરાજ કાં ન હો પણ એવી રીતે કરજની ફેડમાં કન્યા આપવાનું એવું કુકર્મ સુંદરરાવ શાસ્ત્રીને કાપી નાખશો તોય બનવાનું નથી. હા, આ બાબતનો ફડચો થવે તમે એક સાધારણ ગ્રહસ્થ તરીકે મારી બેટીની માંગણી કરવી હોય તો સુખેથી કરજો અને તે ઉપર હું ખુશીથી વિચાર કરી 'હા' કે 'ના' નો જવાબ આપવો હશે તે આપીશ."

પેલો સરદાર-પુત્ર હવે લાઇલાજ થયો !-તેણે શાસ્ત્રીબાવાનાં સત્યપણા વિષે હેરતની આંગળી દાંતમાં પકડી !

"જેમ મરજી, પિતાજી ! મારે માટે વધુ બોલ-

વાની જગ્યા તમે રાખીજ નથી પણ મારી એક બીજી અરજ સાંભળશો ?" પેલા ગુવાન પુરૂષે નમ્રપણે પુછયું.

"બોલો તો ખરા?-તમે શું કહેવા માંગોછો?"

હું પ્રથમ તમને એમ પુછવા ઈચ્છુંછું કે તમારી કને રોકડ પુંજી કેટલી છે ?

"પંદર હજાર !"

ત્યારે તો સાહુકાર બનસીલાલનું અસલ ત્રીસ હજારનું લેહેણું વ્યાજ સિકકે આપતાં તમારા હાથમાં એક બદામ પણ રેહેવા પામે નહીં એવી તમારી સ્થીતિછે!"

"હા—તેવીજ છે !—બલ્કે વ્યાજ સિકકે અદા કરતાં તો પૂરેપૂરી રકમ પણ ઉભી થવાની નથી તે હું સમજુછું-પણ તમે કહેવા શું માંગોછો ?"

"હું એમ કેહેવા માંગુંછું કે તમારી આવી દયા જનક સ્થીતિ જોઇ હું વ્યાજની રકમ લેવા ઇચ્છતો નથી. હું મુદ્દલ રકમ ત્રીસ હજાર લઇ આ ખટપટનો હવે છેડો લાવવા માંગું છું.

"નહીં, હું તેમ બનવા દઇશ નહી. મારા મરહુમ તીર્થરૂપને તમારાં રીણમાં હુ કદી રાખવાનો નથી. મારૂં સર્વસ્વ વેચાઇ સટાઇ કે લુટાઇ કાં ન જાય, પણ હું મારી કને છેલ્લામાં છેલ્લી પાઇ હશે, તે પણ પ્રમાણિકપણે આપી દઇ મારા મૈયત પિતાનું સ્વર્ગ સાચવીશ !"

ધન્ય છે સુંદરરાવ, તારા ધરતીપર ધરેલા ઇનસાન રૂપી અવતાર! ઓ પૈસાને ખાતર પ્રમાણિકપણું વેચનારા પાપીઓ! આ અનુપમ દાખલાપરથી કાંઇ ચેતો-કાંઇ શીખો-કાંઈ બોધ લો! જાતિ સ્વાર્થ સાધવા માટે પોતાનાં અતલગનાં સગાં-સ્નેહીઓનું વટીક હુરામથી લુટી લેનારા ઓ સ્વાર્થી આંધળાઓ!-જરા તમારી આંખે આવી બેઠેલા પડદાઓ ખોલી આ તરફ જુઓ!

પેલો જવાન પુરૂષ ચુપ થઇ ગયો!



## પ્રકરણ ૫ મું.



## ઇશ્વર ઉપરની આસ્થાનું એક અપૂર્વ ચિત્ર.

"શા માટે તમે વ્યાજ નહી લો!-તેનું કંઇ કારણ તો દેખાડો?" સુંદરરાવે જરા થોભીને ફરીથી પુછયું.

તમારાં સત્યવાદી ભાષણે મારાપર એટલી બધી અસર કરી છે કે મારા પિતાએ હું ઘરથી નીકળ્યો ત્યારે મને આપેલી છુટનો હું અહીં પોતે થઇને ઉપયોગ કરવા ઇચ્છું છું. તેઓએ મને કહયું હતું કે સુંદરરાવને હું નામથી તો શું પણ નજરથી પણ ઓળખતો નથી, માટ તેની સ્થિતી તને નબળી જણાય તો મુદલામુદલ રકમ લઈ વ્યાજની રકમ છોડી દેજે."

"તમારા પિતા કોઇ દયાળુ પુરૂષ હોવા જોઇએ ગોવિંદરાવ, પણ મારે તેમની દયાનો એમ અણુઘટતો લાભ લેવો નથી. સાંભળો, હવે હું વધુ લાંબું કરવા ઇચ્છતો નથી. આ આખું ઘર, મારાં તમામ ખેતરો અને પંદર હજારની રોકડ પુંજી હું આ ઘડીથી તમારા કબજામાં આપું છું. હું અને મારાં વ્હાલાંઓ અમારા દીલપર જે કાંઇ વસ્ત્ર હશે તેટલાંજ લઇને આજને આજ અહીંથી બહાર પડીએ છીએ. અમારૂં જે કંઇ છે તે બધું આપતાંએ તમારૂં પુરેપુરૂં કરજ હું અદા કરી શકતો નથી, માટે જે કાંઇ વધુ નીકળતું હોય તેનાં અવેજમાં મને જેલમાં પુરાવશો તો ત્યાં જવા પણ હું તઇયાર છું, પણ તમારા માત્ર મુદ્દલ ત્રીસ હજાર આપીને બાકીનું હું મારી કને રાખી હરામનું ખાઉં એ તો મારાથી મરતાં બનવાનું નથી.

" ઓ શાસ્ત્રીબાવા ! તમને કોઈ જેલમાં પુરવાનું નથી. અરે ! હું કયાંનો કયાં અહી આવ્યો ! મારા પિતા તો એટલા દયાળુ છે કે તમે મુદ્દલ રકમ આપવાને અશકત હો તો તે પણ છોડી દે !"

" નહીં-મને કોઈનું હરામનું જોઇતું નથી. આ લ્યો, મારી તીજોરીની ચાવી. ઉલટો સામો મેં તમારો આભાર માનવો જોઇયે કે તમારી પુરેપુરી રકમ હું અદા કરી શકતો નથી તે છતાં તમે મને જેલમાં નખાવતા નથી,

અને એમ બોલતાં સાથેજ શાસ્ત્રીજી ઉઠીને ઓરડાની બાહેર આવ્યા. પેલા જવાન પુરૂષે તેમને ઘણું કહ્યું કે "હું ફરીથી મારા પીતાને મળીને તેમનો છેલ્લો જવાબ લઇ આઉં ત્યાં સુધી તમે સુખએથી આ ઘરમાં રહો," પણ સુંદરરાવે તે માન્યું નહી.

શાસ્ત્રીએ ઓટલાપર નીકળ્યા બરાબર પોતાનાં વ્હાલાંઓ, જેઓ ત્યાં રડતાં ઉભાં હતાં, તેમને હીમત આપી કહ્યું: "તમે રડોછો શામાટે ? ખબરદાર ! એકદમ ચુપ થઇ જાઓ ! પરમેશ્વરે આપણને સુખમાં રાખ્યાં ત્યારે આપણે રડયાં નહીં, દુઃખ જોઇ રડવું કાં ? સુખ–દુઃખ સંસારમાં સૌની પાછળ વળગેલુંજ છે. ચાલો આપણું જે કાંઇ જંગમ કે સ્થાવર હતું, તે સર્વ આપણા વડીલનાં દેવામાં આ ઘડીથી આપણે આપી દીધું છે. આપણે માથે આપણો ઇશ્વર છે. ચાલ બેટા મનહર હીંમત રાખ ! દીકરી મનોરમા–તું ને તારી મનહર જોડે મારી પાછળ આવો !"

સુંદરરાવ શાસ્ત્રીનાં ઓટલાપર ઉપલો બનાવ બને છે તેટલા વખતમાં તો આગળા દરવાજાપર ગામનું લોક ઠઠમાર એકઠું થઇ ચુકયું હતું. વિજળીને વેગે આખાં તુળજાપુરમાં આ વાત ફરી વળી હતી કે શાસ્ત્રીબાવાનાં ઘરપર કાંઇ અચબુચ ધાડ આવી છે," અને શાસ્ત્રીબાવા ત્યાંની વસ્તીમાં અતિશય લોકપ્રીય હોવાથી સર્વ કોઇ

તેમની દયા ખાતાં તથા તેમને માટે કકળતાં તેમનાં બારણા આગળ એક મોટી મેદનીરૂપે જમા થઇ ચુકયાં હતાં.

"ઓ પિતાજી! અમને કયાં લઇ જાઓછો ?" મનોહર મનોરમા પોતાનાં પિતાની સ્થીતિ એક કોડી વગરનાં કંગાળ જેવી બની ગયલી જોઇ હેબત જતાં રડીને પુછવા પડી. આ વખતે સર્વ કોઇની આંખ્યોમાં આંસુ હતાં. પેલો જપ્તી લાવનાર જવાન પોતે પણ રડતો હતો! "અરે! હવે આપણું શું થશે? મુઇ હું અભાગણી, ત્યારે શું આખરે મારૂં સ્વપ્નું ખરૂંજ પડયું કે? 'આજથી આઠમે દહાડે!' નો અર્થસુચક ઈશારો ત્યારે આ રીતે આ આફતનેજ લાવ્યો કે?"

"બેટા! ધીરધર દુનિયાં તજશે પણ તે દાતાર આપણને તજવાનો નથી! ચડતી-પડતીનાં ચક્ર આગળ કોઇનું ચલણ નથી. રાજા રાવણ જેવા તેનાં તેમાં ચગદાઇ ગયા છે તો આપણા ત્યાં શા આસરા? સાંભળો, વ્હાલાંઓ! સુંદરરાવ શાસ્ત્રીનાં સત્યને તળે સાચવવું હોય તો મારા હુકમને એકદમ શરણ થઇ સીડી ઉતરો! પણ સબર, મનોરમા! મેં કેવી મોટી ભુલ કરી! આ તારાં ને તારી માનાં ગળામાં, હાથમાં, કાનમાં વગેરે જે કાંઇ દાગીનાં છે તે હવે આપણા નથી માટે આ જવાન ગ્રહસ્થને એકદમ કહાડી આપી હવાલે કરો!"

"હે ઈશ્વર! હવે તો હદ થઇ! ઓ મહારાજ-

મહારાજ ! આ શું કરોછો :” પેલો જવાન પુરૂષ, શાસ્ત્રીને દાગીના આપી દેવાનો હુકમ કરતાં જોઇ કગળી પડયો. “ મને કાંઇ જોઇતું નથી. હું તો આ જસી ઉઠાવીને પાછો ચાલ્યો જાઉંછુ. આપનાં સદવર્તનથી હું પાણી પાણી થઈ ગયો છું. ખુદા ખાતર ઘરમાં પાછા ફરો, અને——”

“ શું બોલ્યા, ઘરમાં પાછો ફરૂં ?” શાસ્ત્રીબાવા પેલા જવાન તરફ ફરીને પુછવા પડયા. “ ઓ નહીં-નહીં-એ કદી બનશે નહીં ! જે એકવાર આપ્યું તે આપ્યું ! તમે એનો કબજો લો કે લુટાવી દો તેનું હવે મારે કશું સ્નાન સુતક નથી. મારી ભુલથી દાગીના રહી ગયા હતા એ પણ અપાઉં છું.”

“ઓ પિતાજી! ઇશ્વર આજે આપણી ઉપર એવડો કાં રૂઠયો ? આ કોઈ ઘાતકી પુરૂષે બધું લીધું તો લીધું, પણ અમે સ્ત્રી જાતિનાં દીલપરનાં દાગીનાએ ઉતરાવી લેવા ઇચ્છે છે ?”

“ ઓ નહી-નહીં ! મને દાગીનાં તો શું પણ તમારી એક દમડી વટીક જોઈતી નથી !” પેલા જવાન પુરૂષે મનોરમાને ઝટ જવાબ આપ્યો. “ હે કુમારીકા ! ખુદા ખાતર તું રડ ના ! તને રડતી જોઇ દુઃખથી મારી છાતી ફાટી જાય છે ! મેં તારા પિતાને ઘણું કહ્યું કે મને કાંઇજ જોઇતું નથી, પણ આ વૃધ્ધ ગ્રહસ્થ તે માનતા નથી !”

મનોરમા પેલા જવાનને કાંઈ જવાબ આપે તેટલાં શાસ્ત્રી બાવા બોલ્યાઃ—"મનુ! તારા જેવી શાણી ને સમજુ દીકરીથી હું કાંઈ જુદીજ વકકી રાખતો હતો. લે આ જો, તારી માતાએ મારા એક શબ્દે દાગીનાં કાઢી આપ્યા ને તું આમ હઠ લઇ મારૂં દીલ દુઃખવે છે?"

"ઓ નહીં! પિતાજી! હું આપની આજ્ઞાની બહાર નથી, પણ કુદરતની લાગણીથી મને લાગી આવ્યાથી મારેથી બોલાઇ ગયું, તેની ક્ષમા ચાહુ છું! હ્યો, આ દાગીનાં! આ રહી મારી મોહનમાળા, આ મારી સોનાની આંગડીઓ, આ મારાં નાકમાની નથ અને આ મારી હીરા જડીત બુટ્ટી!" અને આમ બોલતાં મનોરમાએ તે દરેક ચીજ પોતાનાં આંગપરથી એક પછી એક કાઢી આપી!

"શાબાશ! બેટા! તેં આજ તારૂં કુટુંબી શીળ સાચવ્યું ખરૂં! સુંદરરાવ શાસ્ત્રી ખુશ થઇ બોલ્યા.



## પ્રકરણ ૬ ઠું.

### એક હૃદયભેદક ચિત્ર—કોડી વગરનો કંગાળ!

મનોરમાએ બધા દાગીના કાઢી આપ્યા ખરા, પણ પોતાનાં નાક માંહેલી નથ કાઢી આપતાં તેણીની આંખ્યોમાં ફરી એકવાર પાણી આવી ગયાં, કારણ કે આ નથ તેની બહુજ માનીતી અને મુલ્યવાન હતી. તેમાં પરોવેલાં મોથી બીજનાં ચંદ્ર સમાન અતિશય ચળકતાં અને પાણીદાર હતાં. તે બધાં મોતી એક સરખા ગોલ ઘાટનાં અને એક સટનાં હતાં. વળી 'સુજની'ને નામે ઓળખાતું પ્રત્યેક નથમાં આવતું લસણની કુળીનાં ઘાટનું લંબાચું મોતી તેમાં બહુ મોઘું હતું. તે એકજ નંગના શાસ્ત્રી બાવાએ અઢી હજાર રૂપીઆ આપ્યા હતા અને નથમાંના બીજાં મોતીઓની કીમ્મત તો જુદી હતી, તે આખો દાગીનો લગભગ ૪ થી ૪ાા હજારની કીંમતનો હતો. એવી મુલ્યવાન માનીતી ચીજ આંગપરથી કાઢી આપવી એ કાંઇ રમત ન હતી.

“ લ્યો આ દાગીના, ગોવિંદરાવ!” હવે શાસ્ત્રીબાવા પેલા જવાન બ્રાહ્મણ ગ્રહસ્થ તરફ ફરીને બોલ્યા. “ મારી કમનસીબી એ છે કે આ દાગીનાઓ આપવા

છતાંએ હું તમારાં રીણમાંથી પુરેપુરૂં મારૂં ગળું છોડવી શકતો નથી."

"નહીં, આ દાગીના મારે લેવા નથી. હું આપની મીસલમાંથી એક પુટી બદામને પણ હાથ લગાડવાનો નથી. શાસ્ત્રીજી! હજીએ સમજો ને ઘરમાં પાછા આવો! તુળજાપુર જેવાં એક તુચ્છ ગામડામાં આવું પ્રમાણિક રત્ન છે આ વાત હું આગમચથી જાણતો હોત, તો, અહીં હું કદી આવત નહીં. હે ઇશ્વર તેં આજે મારી કેવી કઢંગી સ્થીતિ કરી મેલી!" અને અહીં તે આનંદીબાઇ તરફ ફરીને બોલ્યો. "માતુશ્રી! ક્ષમા કરો! જે કાંઈ થયું એ ભુલી જાઓ અને તમારા પતિને સમજાવી પાછાં ઘરમાં આવો! બારણા આગળ ભેગી મળેલી આ મેદની તમો લોક ઘરમાં પાછાં ફરશો નહીં ત્યાં સુધી અહીંથી ખસવાની નથી. મેં આજે અહીં અચબુચ આવી લાગી તમો ચારે જણનાં દીલ દુખવ્યાં, તે વિષે, બન્ને હાથ જોડી હું તમો સર્વની ક્ષમા ચાહું છું!" અને અહીં આનંદીબાઇએ ઝટ જોઈ લીધું કે આટલું બોલતાં તે જવાનની આંખ્યોમાં પાણી આવી ગયાં હતાં!

"થુંકેલી થુંક પાછી મોં'માં લેવાતી નથી, ગોવિંદરાવજી!" આનંદીબાઇએ ગદગદ કંઠે ઉત્તર આપ્યો. "લખ્યા લેખ કદી મિથ્યા જતા નથી. એકવાર તમને

સઘળું અર્પણ કર્યાં પછી હવે અમે તે પાછું કદી લઈ શકીએ નહી."

"ધન્ય છે તારા માત-પિતાને! હે સાધ્વી! સ્ત્રી હોજો તો તારા જેવી સહનશીળ ને આજ્ઞાંકિત હોજો!" "શાસ્ત્રીબાવા ગમે એવા દુઃખમાં હતા, તોપણ, આનંદીબાઈનાં ઉપલાં ધૈર્યવાન શબ્દો સાંભળી તેણીને ધન્યવાદ આપતાં બોલ્યા. "સ્ત્રી-જાતિનું ખરૂ કર્તવ્ય-કર્મ એજ છે. જે સ્ત્રી પોતાનાં પતિની આજ્ઞાને તાબે નહીં થાય તે સ્ત્રી ગમે એવી સત્યશીળ હોય તે શા કામની? ધણીનાં હુકમની બાહેર જનારી ધણીઆણી સંસાર-સાગરમાં ગાબડાં પડેલી એક હોડી સમાન છે, કે જે હોડી સંકટ સમયે પોતાના ધણીનો બચાવ કરી શકતી નથી."

આટલું બોલી શાસ્ત્રીબાવા ગોવિંદરાવ તરફ ફર્યાં અને બોલ્યાઃ

"ગોવિંદરાવ! હું એક ઈઝતદાર માણુસ છું અને તમો જાણુતા હશો કે જેઓને ઇઝત પ્યારી હોય છે, તેઓ ઝાઝું બોલનારા હોતા નથી. મારા ઉપર કૃપા કરી આ દાગીના તમારા કબજામાં લો અને હવે મારો છુટકો કરો! જે ઘરબાર હવે મારૂં નથી અને જે જમીન મારી માલેકીમાં રહી નથી, તે ઘરમાં વધુ વખત ખોટી થવું અને તે જમીનપર વધુ વાર ઉભા રહેવું એ મને શોભા આપનારૂં નથી, માટે,

કૃપા કરી આ સઘળા દાગીના સ્વાધીન લઇ મને અહીંથી હવે જલ્દી જવા દેશો!"

શાસ્ત્રીબાવા ઉપલા શબ્દો એવી દીન વાણીથી બોલ્યા કે ત્યાં હાજર રહેલા એકેએક જણની આંખ્યોમાં ફરી એકવાર પાણી આવી ગયાં!

"હે પ્રભુ! આ વૃદ્ધ ગ્રહસ્થને હું હવે શી રીતે સમજાઉં?" ગોવિંદરાવ ગદગદ કંઠે કગળી પડયો. "શાસ્ત્રીબાવા! કોઇને ખાતર નહીં તો ખુદાને ખાતર મારી જોડે એટલા સખત તમે મા થાઓ! હું અહીં આવીને ફસી પડયો છું—એક નહીં પણ અનેક રીતે ફસી પડયો છું—મારી સ્થીતિ ઘણી કઢગી થઇ પડી છે! હું આપને હાથ જોડીને વિનતી કરૂં છું કે મારૂં કહ્યું માની એક આઠ દહાડા તમે અહીં થોભી જાઓ—તેટલા અરસામાં હું મારા પિતાજીને મળી અહીં પાછો આવીશ—બનતાં સુધી તેમને મારી જોડે અહીં તેડતો આવીશ—અને પછી જે કરવાનું હોય તે સુખેથી કરજો. પણ હમણાં——"

"નહીં બનશે—ગોવિંદરાવ—મારાથી એ વાત કદી બનવાની નથી. તમે માથું પટકશો તોય સુંદરરાવનાં મુખથી નીકળેલો શબ્દ તે પાછો લેવાનો નથી." શાસ્ત્રીજીએ દ્રઢતાથી જવાબ આપ્યો. "નાહક માથાં ફોડ કાં કરો છો? મારા મૈયત પિતાને તમારાં રીણમાં

હું કહી રાખનારાનો નથી. ફરી ફરીથી કહું છું કે આ દાગીનાં સંભાળો! હું હવે વધુ વખત અહીં ખોટી થવા ઈચ્છતો નથી.”

આટલું બોલી સુંદરરાવ શાસ્ત્રી પોતાની બન્ને હથેલીમાં જોડાજોડ પકડેલા દાગીના ગોવિંદરાવની નજદીક લઇ ગયા, પણ તેમને પાસે આવતા જોઇ તે જવાન ગ્રહસ્થ બે ચાર ડગલાં પાછળ હટી જવાથી શાસ્ત્રીબાવાએ તે સઘળા દાગીના ઓટલાની ઉપલી સીડીનાં બરાબર મધ્ય ભાગમાં સર્વને દેખત ખોબો ખાલી કરી મેલી દીધા અને “ગમે લો કે લુટાવી દો તેનું મારે કશું સ્નાન-સુતક નથી” એમ બોલી આંગળીની એક ઇશારતથી પોતાનાં વ્હાલાંઓને પોતા પાછળ આવવાનું કહી તેવણ જરાએ ઉશ્કેરાયા વિના કેવળ શાંત અને મૌન ચેહેરે સીડી ઉતરી ચાલી ગયા!

તેમની પાછળ તેમની સ્ત્રી આનંદીબાઇ પુત્ર મનહરરાવ અને પુત્રી મનોરમા રડમસ ચેહેરે ચાલવા લાગ્યાં. આ વખતનો દેખાવ છાતી ફાડી નાંખે એવો કરૂણામય હતો!

ગોવિંદરાવ તે મામલો જોતો દિગ્મુઢ સ્થીતિમાં ત્યાંજ ઉભો રહી ગયો! “ધન્ય સુંદરરાવ તારાં સત્યને!” આટલા શબ્દો સિવાય જાણે તેની વાચાજ ત્યાં બંધ થઈ ગઇ!

## પ્રકરણ ૭ મું.

### વડ હેઠળ વાસો ?

આનંદીબાઇ આગળ અને મનહરરાવ તથા મનોરમા તેની પાછળ ચાલતાં હતાં. જરાએ કલ્પાન્ત કર્યા વગર ગુપચુપ નીચી મુંડીએ આનંદીબાઇ આગળ વધતી હતી, જયારે મનહરરાવ પોતાની વ્હાલી બેહેન મનોરમા, જેણી આ વખતે ઉભરો સહન કરી ન સકવાથી ઝારબેઝાર રડતી હતી, તેણીની પાંખડી પકડી તેણીને ધીરજ આપવાનો મિથ્યા પ્રયત્ન કરતો આગળ વધતો હતો !

ગોવિંદરાવ જે હજી ઓટલાપરજ હતો, તે એક પુતળાં પેરે સ્તબ્ધ ઉભો રહી તે મનોહર સુંદરી તરફ એક્કી નજરે ટીકતો રહી પોતાની આંખ્યો આ ખરો દેખાવ જોય છે કે કાંઈ સ્વપ્નું જોય છે તે બાબે ગોથા વહેમમાં પડી ગયો હતો ! તેની આંખ્યોમાંથી મોતી જેવાં આંસુઓની ધારા વહી રહી હતી !

ઘરનો કમપાઉન્ડ વટાવી શાસ્ત્રીબાવા જેવા જાહેર રસ્તાપર નીકળ્યા તેવાજ લોકો તેમની આજુબાજુમાં ફરી વળ્યા અને “ એ શી આફત છે ?”—“ તમે કયાં ચાલ્યા”?—“હવે તમે કયાં જશો ?” વગેરે સેંકડો સવાલો પુછવા લાગ્યા. વળી ગામના કેટલાક સુખી

શ્રીમંતોએ, આ આફત જોઈ તેમને અને તેમના કુટુંબને પોતાને ત્યાં લઇ જવાની વિનંતી કીધી, પણ સુંદરરાવ એકના બે થયા નહીં. જેણે જેણે આ માગણી કરી તે દરેકનો ઉપકાર માની એકજ જવાબથી તેઓએ સર્વને ચુપ કરી નાખ્યા કે “જો મને પારકો આશ્રય લેવો હોત તો મારા માગનારની માગણી સ્વિકારતાં મને કોઈ મારનાર હતું ? પણ મારે કોઇને માથે પ'વું નથી. મારે માથે મારો ઇશ્વર સમર્થ બેઠેલો છે. તે મને જયાં લઇ જશે ત્યાં જઇશ.” એમ કહી ગામનાં એક નાકાં પર આવી ઉભા. આનંદી, મનહર અને મનોરમા તેમની પાછળ પાછળ ચાલતાં હતાં તેઓ આવી પુગતાં તુળજાપુર છોડી જવાનો પોતાનો નિશ્ચય તેઓએ તેમને જાહેર કર્યો. ગામની પાદર સુધી તમામ લોકો તેઓને વળાવવા આવ્યાં હતાં, જેમને મોટી મેહેનતે પાછાં વાળી તેઓ એક વડનાં ઝાડની નીચે નિરાધાર બેઠાં.

પેલી તરફ ગોવિંદરાવ-પેલા સરદાર-પુત્ર-ની સ્થીતિ બહુ કફોડી થઇ પડી. તેણે તે સઘળા દાગીના શાસ્ત્રીબાવા જવા પછી ઉંચકી લઇ, ઘરમાં જઇ તેમની તીજોરી ઉઘાડી તેમાં સંભાળથી મેલ્યા અને આખાં ઘરનાં બારી બારણાં બંધ કરી દરેકપર સીલ મારી ઘરની સંભાળ માટે બે રખેવાળ રાખી, તેજ દીવસે સાંજે તે પાછો પુણે ઉપડી ગયો.

સુંદરરાવ શાસ્ત્રી પોતાનું ઘર છોડી જે વખતે

ગામની પાદરે પહોંચ્યા તેજ વખ્તે ગામને બીજે નાકેથી ઔરંગાબાદનો એક મોટો શ્રીમંત જાગીરદાર સરદાર આનંદરાવ મેહેદળે તુળજાપુરમાં પોતાના એક મોટા રસાલા સહિત દાખલ થયો. આ આનંદરાવ સરદાર પૈસે પૂર અને સખાવતે બહાદુર હતો. તેને પોતાના હિંદુ ધર્મપર મોટી આસ્થા હતી. અને શાસ્ત્રની ધાર્મિક કથાઓ સાંભળવાનો જબરો શોખ હતો. તે ઔરંગાબાદથી એકેક વર્ષને આંતરે તુળજાપુરમાં ભવાની દેવીનાં દર્શન કરવા આવતો અને મહીનો બે મહીના ત્યાંજ પડાવ નાંખી પુષ્કળ ધર્મદાન કરતો હતો. આખાં તુળજાપુરમાં તેને એકજ ધણી સૌથી પ્રીય હતા, અને તે શાસ્ત્રીબાવા સુંદરરાવ હતા. સુંદરરાવની વિદ્વતા માટે તેને મોટું માન હતું, જેથી જયારે તે તુળજાપુર આવતો ત્યારે શાસ્ત્રીને સૌથી પહેલી મુલાકાત આપતો. હાલ તે ભવાનીનાં દર્શન ઉપરાંત પોતાની મરહુમ માતાનું શ્રાધ કરવાની બેવડી મતલબથી તુળજાપુર આવ્યો હતો. સુંદરરાવ શાસ્ત્રી મારફતે આ ધર્મ કાર્યની સિદ્ધી કરાવવાને તે ઔરંગાબાદથી ઉપડયો ત્યારથીજ તેણે ધારી રાખ્યું હતું. તે પણ એક વૃધ્ધ ગ્રહસ્થ હતો અને શાસ્ત્રીબાવા જેટલીજ તેણે પણ ૬૦ દીવાળીઓ હતી. ગામમાં દાખલ થતાંજ તેને શાસ્ત્રીબાવાનાં ઘર પર અચબુચ આફત આવવાની બીના ખબર પડવાથી તે બહુ દલગીર થઇ ગયો અને પોતાના રશાલા

ઉતારાપર મોકલી દઇ પોતે તેજ ઘોડેસ્વાર હાલતમાં તેમની શોધ કરવા દોડયો.

"બધા વગર ચાલશે, પણ તુલજાપુરમાં સુંદરરાવ શાસ્ત્રી વિના મને ચાલવાનું નથી." તે ઘોડા ડપટાવતો ગામની પાદર તરફ જતાં મન સાથ બબડયો. ખુદા કરેને ઘણા દુર ગયા નહીં હોય તો સારૂં—રખે મને એકલાને પાછું ફરવું પડે!" એમ વિચારતો સરદાર આનંદરાવ આગળ વધ્યો, પણ ગામની પાદરથી થોડાંજ છેટાંપર એક મોટાં વડ વૃક્ષની નીચે તેણે શાસ્ત્રી બાવાને દુરથી પોતાનાં કુટુંબ જોડે બેઠેલાં દીઠાં.

ગરીબ બીચારા સુંદરરાવ શાસ્ત્રી! પોતા કને જે કાંઇ હતું તે પાઇએ પાઇ પ્રમાણીકપણે આપી દઇ તેવણ કેવળ એક ભિક્ષુકની સ્થિતિએ પહોંચી ગયા હતા! તેમની કને કે તેમનાં વ્હાલાંઓ કને એક ખોટી અરધી પણ તે વખ્તે ખીસામાં ન હતી! કયાં જવું અને શો ઉપાય કરવો તેનો વિચાર કરતાં તે ચારે જણા બેઠાં હતાં અને "ઇશ્વર આપણને કાંઇ પણ માર્ગ દેખાડશે" એમ બોલતા હતા, તેટલાં સરદાર આનંદરાવને પોતા કને નહિ ધારેલા આવી ઉભેલા દીઠા!

શાસ્ત્રી બાવાપર નજર પડતાંજ સરદાર આનંદરાવ ઘોડાપરથી ઉતરી પડયા અને દિલગીર ચેહેરે

પાસે જઇ આલિંગન કર્યું. આ બન્ને ગૃહસ્થો વચ્ચે વર્ષોની મોહબત હતી. સરદારે તેમની અચબુચ થઇ પડેલી સ્થીતિ વિષે પુછતાં સુંદરરાવે જરાએ ન ઉશ્કેરાતાં શાંત મનથી ટુંકમાં તેનું ખ્યાન કર્યું. આ બીના સાંભળી સરદાર બહુ ખેદ પામ્યો.

## પ્રકરણ ૮ મું.

—:o:—

## સરદાર આનંદરાવ—એેણુ વખતે આવી પહોચેલો એક સાચો સ્નેહી.

"દખ્ખણનાં સરદાર ગોપાળરાવ દેશમુખ મારા પરમ સ્નેહી છે." સરદાર આનંદરાવ બોલ્યા. જો મને એવી ખબર હોત કે તમારા મૈયત પિતાશ્રીપર તેમનું લ્હેણું હતું તો તે હું બાહારોબાહાર પોતે ભરી દઈ આજના જેવો બીકટ પ્રસંગ કદી આવવા દેત નહીં."

હું આપનો આભારી છું, સરદાર સાહેબ, પણ જે બીનાથી પેટનો દીકરો પોતે અજાણ્યો હોય તે બીના આપ કયાંથી જાણી શકો ? જે કાંઈ થયું છે તે ઇશ્વરેચ્છાથી થયું છે અને જે કાંઇ થશે તે પણ તેની ઇચ્છાનુસારજ થવાનું, માટે, મારી હાલની હાલતનો મને જરાએ શોક નથી. હું દેવ-કૃપાથી અને આપ જેવા મિત્રોની મીઠી નજરથી આનંદમાં છું."

સરદાર આનંદરાવ શાસ્ત્રીજીની અખુટ ધીરજ જોઇ પોતાનાં મન સાથ હેરત રહ્યો. "હે ઇશ્વર!" તે પોતાનાં મનમાં પટપટયો. "તારા ગુપ્ત ભેદ કોણ કળી શકે પણ એવા એક સત્યશીળ મનુષ્યપર જ્યારે આવી વિપત્તિ આવી પડે ત્યારે બીજા પાપીઓની શી ગતિ થાય!" અહીં તે શાસ્ત્રીબાવા તરફ ફર્યો અને બોલ્યો: "આપે કહેલી અને મેં સાંભળેલી હકીકતથી હું બધું સમજી ગયો છું. હવે મારી એકજ અરજ છે, શાસ્ત્રીબાવા, કે મારા ઉતારાપર આવી આપ નિર્ભય પણે રહો. મારી જોડે મારૂં કુટુંબ પણ આવેલું છે, તેમની જોડે તમારાં કુટુંબને રાખશો તો હું ઘણો ખુશી થઇશ. હું અહીં તુળજાપુરમાં બે મહિના રહેવાનો છું માટે એટલી મુદત પુરી થવે હું તમો સઘળાંને મારી જોડે ઔરંગાબાદ લઇ જઇશ. અને ત્યાં હું તમને નવું ઘરબાર આપીશ. પરમેશ્વરે મને અખુટ ધન બક્ષેલું છે, તેનો ઉપયોગ આપ જેવા મારા વિદ્વાન મિત્રને મદદ કરવામાં હું કરીશ, તો ઇશ્વરનાં પણ મારા ઉપર આશિર્વાદ ઉતર્યા વિના રહે નહીં. વળી તુળજાપુરનું તમારૂં ઘરબાર અને જમીન વગેરે જે કાંઇ હોય તે મારા મિત્ર સરદાર ગોપાળરાવ દેશમુખ મારા એક સખુનપર તમને પાછું સ્વાધીન કરશે."

"નહી, સરદાર સાહેબ, હું આપનો અત્યંત ઉપકૃત છું, પણ મને અને મારાં કુટુંબને આપને ઉતારે

લઇ જવાની, ત્યાંથી બે માસ પછી ઔરંગાબાદ જઈ ત્યાં નવું ઘરબાર રચાવી આપવાની કે સરદાર ગોપાળ-રાવ કનેથી મારૂં ઘર અને જમીન પાછાં અપાવવાની, એ ત્રણે આપની અતિ ઉદાર માંગણી હું અતિ મોટાં માન સહિત ના પાડું છું. ત્રણ માંહેલી એકે માગણી હું સ્વિકારી શકીશ નહીં તેની માફી ચાહું છું. હું ઇશ્વરપર સંપુર્ણ આસ્થા રાખનારો માણુસ છું. તેણેજ મારી કાળજી અહોનીશ કરેલી છે અને તેજ કરે છે તથા હવે પછી કરશે. આપનાં મોટાં દિલની કીમ્મત હું અત્યાર આગમચનો કરી ચુકેલો છું અને તે માટે જેટલો ઉપકાર માનું એટલો થોડો છે. પણ સરદાર સાહેબ, મારી ઉપર દયા કરી અને મને મારાં નબળાં પોચાં સ્વ બળ ઉપરજ રહેવા દો !"

"અરે પણ અત્યારે તમારી કને એક ફુટી દમડી પણ ન હશે તેનો કાંઈ વિચાર કર્યો ?" સરદાર આનંદરાવ સાશ્ચીબાવાની કદર ખાઇ પુછવા પડયા. બધું તો રહ્યું પણ આજે તમે ખાશો શું ? સુસો ક્યાં ? ને રાતવાસો રહેશો ક્યાં ? આ જંગલ જેહાનમાં તો રહેવાયજ નહીં ! વળી આવી નિરાધાર સ્થીતિએ તમે ક્યાં જશો ? એકાદ–બે દહાડા અહીં રહેશો–પછી તો તમને વિચાર કર્યા વિના કાંઈ ચાલવાનું છે ?"

"સરદાર સાહેબ ! તમે કેવા ને કેટલા દયાળુ છો ! પણ મારા જેવા એક અદના આદમી માટે વિચાર

કરવાનો શો હોય?—'મેરા ચિંત્યો હુર નાં કરે, કયા કરૂં મય ચીત; હરકો ચિંત્યો હર કરે, તાપર રહું નચીંત'—એ નિયમમાં હું મજબુતપણે માનવાવાળો છું; 'સુરદેકોણી દેત હય, કપડા-લત્તા આગ, જીતા નર ચિંતા કરે, તાકો બડા અભાગ!' આ સિધ્ધાંત મારી નજર સામે અહોનીશ ઉભેલું છે, તો પછી મારે શા માટે ચિંતા ગ્રસ્ત થવું જોઇએ? ખુદા કહે છે કે 'તું મેરી જીકરમે, તો મય તેરી ફીકરમે!'—જો એમજ છે તો સરદાર સાહેબ! પરમેશ્વર મારી ફીકર કર્યા વિના રહેવાનો નથી! મારી ચિંતાથી શું વળવાનું હતું?"

"હવે તો હદ થઇ! સુંદરરાવ શું તમે કોઇને પણ આસરે જવા ઇચ્છતા નથી?"

"નહિં!-સિવાય કે એક ઇશ્વરને!"

"કબુલ કર્યું-પણ તમારી આવી સ્થીતિ થયા પછી એવો ખોટો હઠ પકડવો એ આપ જેવા વિચારવંત પુરૂષને શોભતું નથી. તમારી સારી સ્થીતિમાં તમે કોઇનો આશ્રય ન લો તો તે વાજબી છે, પણ આવી કંગાળ હાલતમાં આમ જીદ પકડવી એ તમારૂં અને તમારે આસરે પડેલાં તમારાં વ્હાલાંઓનું જાણી જોઇને અહિત ઇચ્છિવા બરાબર છે, માટે, હજીએ સમજો અને તમો બધાં મારી જોડે મારા ઉતારામાં આવો! ત્યાં

આપની કે આપનાં કુટુંબની લેશ માત્ર અવગણુના થશે નહીં. હું આપને મારી બરાબરનાં દરજ્જાનાં ગણી એક સ્વ-બંધુ જેવું માન આપીશ."

" નહીં! ક્ષમા કરો, સરદાર સાહેબ! આપ મારા તરફ હદ બહાર હેતસ્વિ છો, પણ—" અને અહીં શાસ્ત્રીબાવા આગળ વધતા અચકી ગયા.

" પણ શું ?" સરદાર આનંદરાવે ઇનતેજારીથી પુછયું.

"સંસારમાં સ્વ-બળ જેવું બળ નથી." સુંદરરાવ ઘણાજ ધીમા અવાજે બોલ્યા. સ્વ-બળ એ એક મહા-બળ છે. પુરૂષ પોતાના સ્વ-બળ પર મુસ્તાક રેહેતો નથી, તે પુરૂષ પરવશ થઈ પડે છે મારાં દુઃખને લીધે મેં આપ જેવા મારા ઉદારવૃત્તિનાં મિત્રોને શા માટે આપદામાં નાખવા જોઈએ? કર્મમાં ચઢતી હોય તો ચઢતી ભોગવવી અને પડતી આવે તો પડતી શરણુ થઈ સંતોષથી રહેવું એ વિચારવંત પુરૂષનું પહેલું કર્તવ્ય છે.-પુરૂષ જાતિનું એ એક ખરેખરૂં લાયકાત દર્શક લક્ષણુ છે. પરમેશ્વર-કૃપાથી મારામાં બે ત્રણુ જાતનાં હુન્નર છે. હું કથા કરી શકું છું, સંગીતનું જ્ઞાન ધરાઉંછું, અને જયોતિષ શાસ્ત્ર ભણેલો છું. તો આ ત્રણુ માંહેલો એકાદ હુન્નર મારાં ગરીબ કુટુંબ પુરતું ગુજરાણુ પેદા કરવા માટે પુરતો છે. વળી મારો

મનહરરાવ ઇંગ્રેજી ભાષા અચ્છી રીતે લખી-વાંચી તથા બોલી જાણે છે. તે એકાદ સ્કુલમાં સ્કુલ માસ્તરની નોકરી મેળવશે તો અમો બેઉ બાપ-દીકરા શું ચાર પેટ પુરતું મેળવી નહીં શકીશું ?"

સુંદરરાવ શાસ્ત્રીની આ દાનાઈ ભરેલી દલીલો આગળ સરદાર આનંદરાવ મહાત થઈ ગયા. તેવણે મનમાં "આફ્રીન !" કરતાં શાસ્ત્રીબાવાની સ્વ-બળ ભાવનાપર હેરતની આંગળી દાંતમાં કરડી ! સરદાર સમજી ગયા કે ગમે એવી સમજાવટ છતાં સુંદરરાવ તેમને ઉતારે આવવાના નથી, તેથી તે માથાંજીક પડતી મેળી તેમને કોઇ બીજા રૂપે તાત્કાળિક મદદ પહોંચાડવાના ભલા ભાવથી પુછયું: "સુંદરરાવ, આટલી વૃદ્ધ વયે પણ સ્વ-બળપર આધાર રાખવાની આપની દ્રઢતા જોઇ આપનાં એક મિત્ર તરીકે હું મગરૂર છું, આપની ઇચ્છા એવીજ છે તો હું તમારૂં દીલ દુખવવા ચાહતો નથી, પણ મારી એક અરજ છે તે તમે સ્વિકારશો ?

"તે શું ?"

"તે એકે મારા સરનજામમાંથી હું એક ન્હાનો તંબુ, થોડાંક વાસણ અને બે ચાર દીવસ પુગે એટલી ખોરાકીની સામગ્રી મોકલી આપું, તેટલું સ્વિકારી મને આભારી કરશો ?"

"નહીં !"

"નહીં ?"

" નહીં-મારા સરદાર !-હું હાથ જોડીને માગી લઉં છું કે મારા ઉપર આ પ્રકારનું દબાણ કરશો નહીં. પરમેશ્વર અમને કદી ભુખ્યાં રાખવાનો નથી! જો આપ તરફની મદદ હું સ્વિકારવાનો હોત, તો અમો બધાંને આપને ઉતારે આવવાની શી હરકત હતી ? આપ ચિંતા કરશો નહીં-ઇશ્વર અમને કદી ભુલવાનો નથી. અણી ધીક વખતે તેની ગુપ્ત ને ગેબી મદદ આવી પુગશે."

" અરે પણ હવે કલાક-અરધા કલાકમાં તો જમવાનો વખત થશે અને આપ કને તો ખાવાની ખાક નથી તેનો કંઇ વિચાર કર્યો ?"

" તે વિચારવાનું ઇશ્વરે પોતાના હાથમાં રાખેલું છે, સરદાર સાહેબ !" શાસ્ત્રીબાવા શાંતપણે બોલ્યા. 'દાને દાનેમે લીખા હય ખાને વાલેકા નામ !' આ સોનેરી વાકય શું તમે સાંભળ્યો નથી? જે વસ્તુ જેના નસીબની હોય તેનેજ મળે છે. ઘણીકવાર આપણે માટે રાંધેલી રસોઇ આપણે ખાવા પામતાં નથી અને તે અન્ન વડે બીજા ત્રાહેત જીવોને તૃપ્તી મળે છે. કોઇ વાર શીરાપુરી તો કોઈ વાર કોરડો દીવસ કાઢવો પડે છે. એ બધું ઇશ્વરેચ્છાપર આધાર રાખે છે. કદાચ આજે અમારાં નસીબમાં ભુખ્યા રહેવાનું હસે, તેથીજ હું આપનો આશ્રય ના કાં' ન પાડતો હોઉં ? કદાપિ આજે હલાલ મહેનતથીજ ઇશ્વર અમને આપવાનો હશે તો અમે ભુખ્યાં કયાં રહેવાનાં હતાં ? સરદાર

સાહેબ! પુરૂષ ગમે એવા પ્રયત્નો કરે, પણ ધણીનું ધાર્યું થાય છે. માટે નમ્ર અરજ કરૂં છું કે મારી કે મારાં કુટુંબની કશી કાળજી કરશો નહીં. ઇશ્વર સૌનો બેલી છે. રાજગાદી ભોગવતા ભુપતિથી માંડીને ગલીગલીએ ભમતા ભિક્ષુક સુધી સર્વનો અન્નદાતા તે છે. મનુષ્યરૂપી મદદ એક નિમિત માત્ર છે-ખરો મદદગાર પરમેશ્વર પોતે છે. તે આપવા આવતો નથી પણ અપાવે છે. એ આપવા-અપાવવાનાં બે પ્રકાર છે. એક હલાલ મેહેનતનું અપાવવું અને બીજું આઇતું અપાવવું. હલાલ મેહનતનો બદલો એ સ્વ-બળનું ફળ છે અને આઇતું મેળવવું એ કર્મ-બળનું ફળ છે. આ કર્મબળનાં પ્રકાર બે જાતનાં કહ્યા છે, એક કોઇનાં આશ્રયમાં રહી નીચપણે ખાવું અને બીજું અચળુચ વારસારૂપે કે ધનરૂપે પ્રાપ્ત કરવું. પહેલાં કરતાં છેલ્લો પ્રકાર માનદાયકછે, પણ એટલું છતાં સ્વ-બળનું પ્રાબલ્ય સૌથી મોટું છે. સરદાર સાહેબ! આપને બહુ તસદી થઇ, તડકો વધ્યો જાય છે અને આપ એસઆરામવાળા આનંદી પુરૂષ છો, માટે આપને ઉતારે સુખેથી સીધારશો."

"નહી, શાસ્ત્રીજી! જયાં સુધી આપને માટે કાંઇ યોગ્ય માર્ગ નહીં નીકળે ત્યાં સુધી હું અહીંથી હઠીશ નહીં." સરદાર આનંદરાવ ઠરાવથી બોલ્યા અને પેલાં વડનાં ઝાડ હેઠળ પલાંઠી વાળી બેસી ગયા.

## પ્રકરણ ૯ મું.

---

### ઇશ્વર ઉપરની આસ્થાનું પહેલું ઇનામ !

એક પળ તેમણે કાંઇ વિચાર કર્યો અને ઝટ બોલી ઉઠયાઃ "સુંદરરાવ! હલાલ મહેનતથી પૈસો પેદા કરવામાં આપને કાંઇ હરકત છે કે ?"

"એવો પ્રમાણીક પૈસો મેળવવામાં હરકત શેની હોય, સરદાર સાહેબ!" શાસ્ત્રીજીએ તુરત ઉત્તર આપ્યો.

"ત્યારે કૃપા કરી અહીં બેસો અને માત્ર એકજ ઇશ્વરી ખ્યાલ દર્શક સુંદર સંગિત સંભળાવો. ઘણા લાંબા વખતે મારે આજ આપનું ગાણું સાંભળવું છે!"

"જેવી આજ્ઞા, મહારાજ!" એમ બોલી શાસ્ત્રીજી ઝટ સામે બેસી ગયા અને નીચલું હકીકી પદ પોતાના કોકીલ જેવા કંઠથી લલકારવા માંડયું:—

(પદ.)

તોહે રટત રટત સબ હારે,
શેષ થકે તેરો નામ અનંતા;
કોટિન પદ ઉચ્ચારે—તોહે૦—(ટેક)
બ્રહ્મા બેદ બનાયકે થાકે,
વિષ્ણું લીન ઔતારે !

શિવ નિશદિન તોરો ધ્યાન ધરત હય,
ઔર હય કૌન બિચારે!—તોહે રટત૦—(૧)
ધ્રુવ, પ્રલ્હાદ, વ્યાસમુનિ નારદ,
કોઉ ગોરે કોઉ કારે!
એ રસનાંસે જો કોઇ સમરે,
સો સબ તોરે પ્યારે!—તોહે રટત૦—(૨)
આપહિમે તું આપ બસત હય,
આપહિ આપ ઉચ્ચારે;
બનારસી અબ સબ કછુ દેખત,
સબ ઘટ ભઇ ઉજિયારે!—તોહે રટત૦—(૩)

વગર શકે તે એક સુંદર સંગીત હતું અને સુંદરરાવ જેવા ગાયનકળાના એક અચ્છા આશકને મોઢે તે સાંભળવું એ કુદરતની એક મોતેબર મોજ મેળવવા જેવું હતું. સરદાર આનંદરાવ આ ઈસ્કે હકીકી ગાણાંથી ખરેજ આનંદ પામ્યા. તેમનો હેતુ હરકોઇ રીતે શાસ્ત્રીબાવાને વરતાવવાનોજ હતો એટલે આ દિલજીત સંગીતે તેમાં ઉમેરો કરી આપ્યો.

સંગીત પુરૂં થતાં શાસ્ત્રીબાવાને શાબાશી આપી સરદાર જવા ઉઠયા.

શાસ્ત્રીજી! આપનો મુકામ અહીં કેટલો વખત છે?"

"ઇશ્વર જાણે! હું કાંઇ કહી શકતો નથી, પણ

આજકાલમાં હું અહીંથી દોલતાબાદ તરફ જવાનો વિચાર રાખું છું."

"આજકાલમાં? ઓ મારા માનીતા મિત્ર! એટલા આકળા કૃપા કરી તમે થશો નહીં. મારી બધી યોજના તેથી ઉલ્ટાઈ જશે. મારાં માતુશ્રી છ માસ થયાં સ્વર્ગવાસ પામ્યાં છે અને તેમનાં શ્રાધ વગેરેની ધર્મક્રિયા કરવા માટે તથા શ્રી ભવાની દેવીનાં ઉત્સવ માટે તો હું આપની કુમકપર અહીં આવ્યો છું. હું તમને વધુ વખત ખોટી કરીશ નહીં, પણ કૃપા કરી એક પખવાડીયું તમે અહીંજ ગાળી કાઢો તો ઠીક, મારે તમારા હાથે સઘળું ધર્મદાન કરાવવું છે."

"હુ આપનો આજ્ઞાંકિત સેવક છું. સરદાર સાહેબની એવીજ ઇચ્છા છે તો હું એક પખવાડીયું અહીં ખુશીથી રહીશ." શાસ્ત્રીબાવાએ નમ્રપણે ઉત્તર આપ્યો.

"હું તમારો બહુ આભારી થઇશ." સરદાર આનંદરાવ આનંદ પામી બોલ્યા. "વારૂં આપને તુળજાપુર ગામમાં આવવાને કાંઇ વાંધો હરકત છે કે?

"હરકત શેની હોય? મેં કાંઇ કોઇની ચોરી થોડી કરી છે કે નહીં આઉં? આપની આજ્ઞા હશે તો હું એકલો ત્યાં આવી આપની આજ્ઞાનુસાર જે કહેશો તે કરીશ."

"મને એટલુંજ જોઇતું હતું અને હું ખુશી

છું કે મારા એક સખુને તમે હા કહ્યું છે. શાસ્ત્રીજી? જે સુંદર સંગીત તમે મને હમણા સંભળાવ્યું છે તેની કદરદાનીમાં મારી તરફની આ નિર્જીવ ભેટ કબુલ રાખી મને આભારી કરશો." એમ બોલી સરદાર આનંદરાવે કાગળમાં વીંટાળેલું એક ન્હાનું પડીકું શાસ્ત્રીબાવાનાં હાથમાં મેલ્યું. તમે જાણો! મને દિલગીર કરશો નહીં. હું આ અવેજ કાંઇ તમને મફત આપતો નથી. સંગીતશાસ્ત્રનાં તમારાં ઉંચા જ્ઞાનની પીછાનમાં આ એક નિર્જીવ રકમ છે. જે સ્વિકારી મને ઉપકારી કરજો."

પોતાની થયલી કદરદાનીનો સુંદરરાવ કાંઇ ઉત્તર આપે તે સાંભળવાની દરકાર કર્યા વિના સરદાર આનંદરાવ ઝડપથી ઘોડેસ્વાર થઇ ત્યાંથી મારતે ઘોડે પોતાના ઉતારા તરફ નીકળી ગયા!

"હે પરમાત્મા! તું કેવો દયાળુ છે! જે ભાવિક સેવકો તારાપર આસ્થા રાખે છે તેમને અણીધીક વખ્તે પણ તું કેવી નહીં ધારેલી મદદ કરે છે તેનો આ કરતાં વધુ અસરકારક દાખલો શોધવા જવાની મને શી જરૂર છે" સરદાર આનંદરાવનાં ગયા પછી પેલું પડીકું ઉખલી તેમાં નજર નાખતાં શાસ્ત્રીબાવા બોલી ઉઠયા. તેમાં સો સો રૂપીયાની કરનસી નોટનાં પાંચ કકડા મેલેલા હતા. પાંચ મીનીટની વાતપર મારી કને

પાંચ અરથી ન હતી, પણ ઇશ્વર કેવો દયાળુ છે કે સરદાર આનંદરાવનાં અંતઃકરણમાં દયા મેલી મને ૫૦૦) રૂપીયાની બક્ષેસ અપાવી! જુઓ, મારાં વ્હાલાંઓ, જુઓ! આ દાખલા ઉપરથી આપણને કેટલું બધું શીખવાનું છે? કોણે ધાર્યું હતું કે આપણી ઉપર આજે એવી આફત પડશે અને તે કટોકટ પ્રસંગે સરદાર આનંદરાવ આપણી મદદે આવી આ રીતે આપણી મુઝવણ ટાળી નાખશે? દીકરા મનહરરાવ, દીકરી મનોરમા, શું ધાર્યું? શું આ બનાવમાં પરમાત્માનો હાથ નથી એમ તમે ધારો છો?

"ઓ પિતાજી! એમ કેમ કહેવાય? જે બનાવ નજરની સામે જીવતો જાગતો બન્યો એની સચ્ચાઇ અમારાથી કેમ ના પાડી શકાય?" તે બન્ને ભાઇ બ્હેન આનંદી ચેહેરે બોલી પડયાં. "આજે અમારી સંપુર્ણ ખાત્રી થઇ કે પરમેશ્વરપર રાખેલી પ્રમાણીક આસ્થા કદી મિથ્યા જતી નથી."

તે ચારે જણે તે વડ-વૃક્ષ હેઠળ સાથે ઉભાં રહી શાંત મનથી એક ન્હાની ઇશ્વર પ્રાર્થના કરી આ અણધારેલી મદદ માટે પ્રભુનો પાડ માન્યો.



## પ્રકરણ ૧૦ મું.

—:o:—

### "આ કલાકની વાતપર મારી કને પાંચ અરધી ન હતી!"

એજ વખતે એક ગાડું ત્યાં આવી લાગ્યું અને તેમાંથી તુળજાપુરનો એક સુખી શેહેરી નાના સાહેબ નીંબાળકર ઉતરીને શાસ્ત્રીબાવા સામે આવી ઉભો.

શાસ્ત્રીજી! પ્રથમ હું આપની ઉપર આજે જે અચબુચ આફત આવી પડી છે, તેણે આખાં તુળજાપુરને શોક-સાગરમાં ગરક કરી દીધું છે. મારી અને બીજા કેટલાક આપના હિતચિંતકોની વિનંતિ સ્વિકારી તમે અમારે ત્યાં કે કોઇને ત્યાં ન પધારતાં આ વન-વગડામાં વડનાં વૃક્ષની નીચે આવી રહ્યા છો, તો જેમ કાંઇ આપની મરજી; પણ કેવી નીરાધાર સ્થીતિ વચ્ચે આપનું ઘર છોડી નીકળવું થયું છે, તે યાદ થતાં, મારો આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવે છે. હું આ બનાવપર મારાં મનનું સમાધાન કેમે કરતાં કરી શકતો નથી, માટે, આપના એક યત્કીંચિત મિત્ર તરીકે માણ-સાઇ લાગણીથી દોરવાઇને મારી જોડે આ ગાડીમાં બે પાંચ દીવસ ચાલે એટલા ચોખા, દાળ, ઘી, ખાંડ, ભાજી-તરકારી, થોડાંક વાસણો તથા લાકડાં લઇ આવ્યો છું, જે સ્વિકારી મને આભારી કરશો. હું આપની

લાગણી દુખવવા ઇચ્છતો નથી, પણ મહારાજ! મારી એટલી નમ્ર વિનતિ સ્વિકારી ના પાડશો નહી."

તુળજાપુરમાં પોતાને ચાહનારા કેટલા બધા હિત ચિંતક મિત્રો વસે છે, આ ખ્યાલ થતાં, શાસ્ત્રીબાવાની આંખ્યોમાંથી આંસુની ધારા વહેવા માંડી! ગામ છોડીને બાહેર આવ્યા, તોય, હજીએ લોકો તેમની કળકળ બાળગે છે આ વિચારે સુંદરરાવ શાસ્ત્રીને એક ન્હાનાં બાળક પેરે રડાવ્યા!

"નાના સાહેબ! તમે કેવા માયાળુ છો! હું તમારો આભાર કયા શબ્દોમાં માનું?" શાસ્ત્રીબાવા પોતાના ઉભરાનું સમાધાન થતાં પાછા શાંત થઇ ગદગદિત કંઠે બોલ્યા. "પણ મને માફ કરો! ઘણાજ દુઃખ સાથ મને આપની માયાળુ માગણીનો અસ્વિકાર કરવો પડે છે. મેં હમણાંજ એવી ઉદાર માંગણી માટે સરદાર આણંદરાવ જેવાને પણ આભાર સહિત ના પાડયું છે.

"સુંદરરાવ! આપણે વર્ષોનાં મિત્રો છીએ. એક ખરા મિત્રની ફરજ શું છે તે તમો સારી પેઠે સમજો છો. આપને તે શીખવવી પડે એમ નથી, તો મારી લાગણીને આમ કહી તમો દુઃખી કરસો નહીં. હું કેવા ભલા ભાવથી અહીં આવ્યો છું તેનો જરા વિચાર કરો! 'મુશ્કેલીમાં મિત્રની, ખરી કસોટી થાય, હીરો સંઘડા પર ચઢે, તોજ ચમક પરખાય' આ સિધ્ધાંત મારા

કરતાં આપ જ્ઞાનિ પુરૂષ વધું સમજી શકો એમ છે.” પેલા કોઈ નાના સાહેબે દીન વાણીથી ઉત્તર વાળ્યો.

તેનો ઉતરી ગયલો ચેહેરો જોઈ શાસ્ત્રીબાવાને લાગી આવ્યું. એક પળ તેવણ કાંઇ બોલી શકયા નહીં. પછી ઝટ બોલી પડયા કે “હે મમતાળુ મિત્ર! મને માફ કરો! મારી નેમ તમારી લાગણી દુખવવાનો નથી. મેં તો સામો આપનો આભાર માનવો જોઇએ કે આટલે દુરથી આપ મારી ને મારાં કમનસીબ કુટુંબની કદર ધરીને અહીં સુધી આ સામગ્રી લેતા આવ્યા છો. તમને રંજીદા થવાનું કશું કારણ નથો. હું આપને કે આપનાં અન્નને હીણતો નથી, પણ મેં ઠરાવ કરેલો છે કે ઇશ્વર ઉપરની આસ્થા છોડવી નહીં. સર્વનો અન્નદાતા તે છે. પા કલાકની વાતપર મારી કને પાંચ અરધી ન હતી, તેવી સ્થીતિમાં પણ સરદાર આનંદરાવ જેવાની આ કરતાં ચઢતા પ્રકારની ઉદાર માંગણો મેં ઉપેકાર સહીત ના પાડી હતી, તો હાલ, દેવ કૃપાથી હું એક ન્હાની પુંજી ધરાવવા છતાં આપની માગણીનો સ્વિકાર કેવી રીતે કરી શકું? મને ચાહનારા મારા મિત્રો મારી નજરમાં સરખા છે. સરદાર આનંદરાવ જેવાને ના પાડયા પછી આપની માગણી હું કબુલ કરૂં તો આડ-કત્રી રીતે હું તેમનું અપમાન કરૂં છું એમ કહેવાય. અહીં આવ્યા પછી હમણાજ મેં મારી હલાલ મહેનતથી એક મોટી રકમ બક્ષેસમાં મેળવી છે. લ્યો હું

તમોથી તે વાત છુપાવવા ચાહતો નથી. પોતાને ઉતારે આવી રહેવાની અથવા પોતે જે સીધું મોકલે તે સ્વિકારવાની તે ભલા સરદારની માગણી જયારે મેં આભાર સહિત ના પાડી, ત્યારે, તેઓએ મારી કને એક ઇસ્કે હકીકી પદ ગવડાવ્યું અને તે પદ ગાવાની દક્ષણાં રૂપે પાંચસેં રૂપીયાની નોટ ઉદાર દીલથી કાઢી આપી તેઓ હમણાંજ અહીંથી સીધાર્યા છે. હવે કહો મારા પ્રીય બંધુ, કે ગાંઠે ગર્થ ધરાવવા છતાં હું આપની આ માગણી સ્વિકારૂં તો તે હરામખોરી કહેવાય કે કાંઈ બીજું ? જયારે મારી કને એક ફુટી બદામ નહોતી ત્યારે મેં આ પ્રકારની માગણી સ્વિકારવાનું મન ન કર્યું, તો હવે, પાંચસે રૂપીયા પાસે હોવા છતાં આ હરામનું ખાવાને મારા મનને હું કેવી રીતે સમજાવી શકીશ ? પણ સબર કરો ! નાના સાહેબ ! તમે નારાજ થશો નહીં. એક શરતે હું તમારી માગણી સ્વિકારીશ."

"શી શરતે ?" નાના સાહેબે મનમાં કાંઇક ખુશી થતા પુછયું.

"તે શરત એ કે તમે જે સામગ્રી લાવ્યા છો તેની વાજબી નહીં તો નામની કીમ્મત પણ લઇને મને આપશો તો હું તે ખુશીથી લઇશ."

નાના સાહેબ વિચારમાં પડી ગયા ! સુંદરરાવ શાસ્ત્રીને તેઓ વર્ષોથી પીછાણતા હતા, પણ તેઓ ઈશ્વર

પર આટલી બધી આસ્થા રાખનારા આસામી છે એવો જાતિ-અનુભવ તેમને આજેજ મળ્યો હતો !

"સુંદરરાવ ! આ સામગ્રીનાં હું તમારી પાસે પૈસા લઉં ? ત્યારે તો કલિયુગની હવે હદ્દ થઇ !" નાના સાહેબ કગળી પડયા.

"આપને મુંઝાવાનું કાંઇ કારણ નથી, મારા દોસ્ત! શું આ વસ્તુઓ તમારે ત્યાં વગર પૈસે આવી પડી છે? શું તમે તે ખરીદવા ગયા હશો ત્યારે તે તમને મુફત આપવામાં આવી હતી ?

"નહીં મુફત હતી કે પૈસા પડયા હતા તે સવાલ અહીં છેજ નહીં. અહીં તો એક મિત્ર તરીકેની મારી ફરજ શું છે તેનો પ્રશ્ન છે. શું હું તમારો મિત્ર નહીં?"

"એક છોડીને હજારવાર તમે મારા મિત્ર!–તમારી સાચી મિત્રતાની આ ટાકણે હું મારાં ખરાં અંતઃકરણથી કદર બુજુ છુ, પણ મિત્રતાને વચ્ચે લાવી તમે શું મારા સત્યાગ્રહને પાણીમાં નંખાવવા ઇચ્છોછો ? હું હાથ જોડી પગે પડીને તમને વિનંતિ કરૂં છું કે તમારા મનમાં તમે જરાએ માઠું લાવશો નહીં ! હું માગી લઊં છું કે આ સામગ્રી તેની વાજબી કીમ્મત લઇ તમે મને આપો અને તે સ્વિકારવાને હું અબઘડી તૈયાર છું !"

હવે હદ્દ થઇ !

નાના સાહેબ નિરૂપાય બની ગયા ! "મિત્રતાને વચ્ચે લાવી તમે શું મારા સત્યાગ્રહને પાણીમાં નંખાવવા ઇછોછો ?" આ શબ્દો તેમના કાનમાં ફરી ફરીને બોચા પડઘા કરવા લાગ્યા !

## પ્રકરણ ૧૧ મું.

—:•:—

### "દાને-દાનેમેં લિખા હય ખાનેવાલેકા નામ!"—ઘર બેઠાં મળેલી મદદ.

"જેમ મરજી, પણ આ લાવેલી સામગ્રી હું પાછી લઈ જવાનો નથી." નાના સાહેબે થોડો વખત વિચાર કરી અંતે જવાબ આપ્યો.

"ભલે ના લઈ જતા, કારણ કે એની મને અત્યારેજ જરૂર છે અને આપ મારફતે એ અહીં આવી લાગી એમાં પણ ઇશ્વરનીજ કાંઇ ગુપ્ત કરામત છે, તેજ પરમાત્માનો છુપો હાથ એમાં સમાયલો હું સમજુ છું. શાસ્ત્રીબાવાએ ઝટ જવાબ આપ્યો. "કહો મારા મિત્ર, આ સર્વ સામગ્રાની શું કીમ્મત મારે અદા કરવી જોઇયે ?"

"માત્ર એક રૂપિયો !"

"એક રૂપિયો !" નાના સાહેબ આ શું બોલો

છો ? આ ચોખા, દાળ, ઘી, ખાંડ, ભાજી તરકારી વાસણો અને લાકડાં એ બધાંનો માત્ર એક રૂપિયો ! સુંદરરાવ ચકિત થઇ બોલ્યા. "ઓછામાં ઓછા વાસણોજ પંદર—વીસ રૂપીયાની કીંમતનાં હશે !

"તમે જ્યારે નથીજ સમજતા ત્યારે જ્યાં ત્યાંથી મારા મનનું મેં સમાધાન કીધું છે, મહારાજ, માટે માગી લઉંછું કે નકામું મારૂં દીલ દુખવશો નહીં." નાના સાહેબે જવાબ આપ્યો.

"શું આ બધી ચીજોની કીમ્મત એકજ રૂપિયો છે ?" સુંદરરાવે નરમાશથી પુછયું.

" નહીં ! તે એક રૂપીયાનો માલ છે એમ મારેથી જુઠું ન બોલાય, પણ જ્યારે તમને બદલા વિના લેવું નથી ત્યારે મેં માત્ર આ નામની કીમ્મત કહી જ્યાં ત્યાંથી તમારી અગવડ મટાડવાની નેમ રાખી છે."

" હું આપનો બહુ ઉપકારી છું, પણ એક રૂપિયામાં આટલી બધી વસ્તુઓ હું કદી સ્વિકારી શકુ નહીં. હું તમને એ બધી ચીજોના એકંદર પચ્ચીસ રૂપીયા આપવા ચાહું છુ"

" ના હું તે લેવાનો નથી !"

" તમે લેવાના નથી તો મારે આ ચીજો સ્વિકારવી નથી." સુંદરરાવ ઠરાવથી બોલ્યા. "નાના સાહેબ, તમે સમજુ ને શાણા થઇ આમ કેમ કરોછો ? તમારી માયા

ને મિત્રતાની હું પુરતી કદર બુજું છું. હું તમારૂં દીલ દુખવવા માંગતો નથી, પણ જો મારા સત્યાગ્રહને તમે સાચવવા ચાહતા હો તો મન મોટું કરી મારી માગણી કબુલ કરો!

"મને માત્ર પાંચ રૂપીયા આપો!"

"નહીં! પાંચ રૂપીયા ઉપરની તો આ પરચુટણ સામગ્રી હશે!"

"ત્યારે દશ આપો!"

"દશ રૂપીયાથી વધુ કીમ્મતનાં તો વાસણો છે!"

"ચાલો બાર-પંદર રૂપીયા!"

"ના! પચીસમાં એક દમડી ઓછી નહીં!"

"ત્યારે હું મિત્ર જેવા મિત્રની મિત્રાઇની તો તમારી નજરમાં કાંઇ કીમ્મતજ નહીં કે સુંદરરાવ?" અહીં નાના સાહેબ પોતાનો વાકય પુરો કરે તેટલાં અહીં એક કોમળ સાદ સંભળાયો. "વચ્ચે બોલવા માટે પ્રથમ ક્ષમા ચાહું છું, પણ એવા એક સાચા મિત્રનું દીલ વધુ દુખવશો નહીં એવી મારી નમ્ર વિનંતી છે!

પ્રીય વાંચનાર! આ બોલનાર કોઇજ નહીં પણ આપણી વાર્તાની મુખ્ય હીરોઇન મધુરી મનોરમા હતી!

"તારૂં કહેવું ખરૂં છે, બેટા, પણ આટલી બધી વસ્તુ પંદર રૂપરડીની નીર્જીવ કીમ્મતમાં—"

"નહી પિતાજી, અહા વસ્તુની કીમ્મત કરવાની નથી, પણ એ વસ્તુઓનાં લાવનારની માયા–મોહબતની કીમ્મત કરવાની છે."

"ધન્ય છે તને જન્મ આપનાર માવતરને! હે કુમારીકા તું લાખ રૂપિયાનો બોલ બોલી!" અહીં નાના સાહેબે મધુરી મનોરમાને ધન્યવાદ આપતાં કહયું. "તારા પિતા આજે મારા જેવા એક અદના મિત્રપર કેટલા સખ્ત થાય છે તે જોયું? પરમેશ્વર તારૂં કલ્યાણ કરો, બેટી! તેં તારા પિતાજીને પ્રસંગોપાત બહુ કીમતી સલ્લાહ આપી છે."

"તમો બધાંની મરજી એવી છે કે આ સર્વ વસ્તુઓ પંદર રૂપિયા આપી આપણે સ્વિકારવી?" શાસ્ત્રીજીએ પોતાની સ્ત્રી આનંદીબાઇ તથા છોકરાંઓ તરફ જોઈ પુછયું.

"હા," ત્રણે એકે અવાજે બોલ્યાં.

"એમ છે તો હું હવે મારા મહેરબાન મિત્ર નાના સાહેબને નારાજ કરીશ નહીં. મહારાજ! લ્યો, આ સો રૂપિયાની નોટનો એક કકડો છે એમાંથી પંદર રૂપિયા વાળી લઇ બાકીના મને અહીં પુગાડજો. એમ બોલી શાસ્ત્રીબાવાએ સરદાર આનંદરાવવાળી પેલી પાંચ નોટોમાંથી એક કાઢી આપતાં કહયું.

"રૂપિયા કયાં ન્હાશી જવાના છે, સુંદરરાવજી? નોટ વટાવીને ધીરજે મોકલી આપજો."

"નહીં, એમ ન બને! આ સોનો કકડો સાથે લેતાજ જાઓ." એમ બોલી સુંદરરાવે તે નોટ નાના સાહેબનાં ખીસામાં ખોસી દીધી!

"આવ બેટા મનહર, આ ગાડાંમાંથી સર્વ સામગ્રી ગાડીવાન જોડે આ ઝાડથી નીચે લાવી મેલ અને મનોરમા, હું પડોશનાં નાળામાં સ્નાન કરી આઉં છું તેટલાં તું ને તારી મા રસોઇ તૈયાર કરો!"

"શાસ્રીજી! હુ હવે રજા લઇશ." નાના સાહેબ હવે જવા ઉઠયા.

"માફ કરજો, મારા સાચા મિત્ર! મારાં આજનાં વર્તનથી આપનું દીલ જરાએ દુખવશો નહીં. બહુ દુખાયલાં દિલ સાથ મને આમ કરવું પડયું છે, પણ એમાં મારો ઉપાય નથી. બોલો, નાના સાહેબ, મારે માટે તમારા દીલમાં કાંઇ ઓછું તો લાગ્યા નથીની?"

"જરાએ નહીં, સુંદરરાવ, ઉલટું આજથી તમારે માટેનું મારૂં માન બેવડું વધ્યું છે. ચાલો સાહેબજી! તમારો બાકીનો અવેજ હું સાંજે મારાં ખાત્રીનાં માણુસ જોડે મોકલી આપીશ."

"કાંઇ ચિંતા નહિં!" અને અહીં તેઓ છુટા પડયા.

---

# પ્રકરણ ૧૨ મું.

—:o:—

## મનોરમાનું બીજું સ્વપ્નુ—"આજથી આઠમે દહાડે!"

સુંદરરાવ શાસ્ત્રીપર આવેલી આફત પછીનો તે આઠમો દીવસ હતો, સરદાર આનંદરાવની મરનાર માતા ગોપીકાબાઇનાં શ્રાધ તથા ધર્મદાન વિગેરેનું કામ આજે સાંજેજ શાસ્ત્રીબાવા આટોપી ચુકયા હતા. હવે માત્ર આસાયસ અને ભવાની માતાનાં નિત્ય દર્શન માટેજ સરદાર આનંદરાવ તુળજાપુરમાં રહેવાના હતા. હજી શાસ્ત્રીજી કને બીજું કેટલુંક ધર્મ સંબંધી કાર્ય કરાવવાનું હતું, પણ તે એકાદ માસ વિત્યા પછી કરાવવા ધારેલું હોવાથી તે મુલતવી રાખવામાં આવ્યું હતું અને ચાર પાંચ દિવસ રોકીને સરદાર-માતાના શ્રાધ્ધ-ક્રિયા કરવા માટે શાસ્ત્રીજીએ જે મ્હેનત ખેંચી હતી તેની દક્ષણા પણ તે મુલતવી રાખેલાં કામ પછીથી સુંદરરાવને મળનાર હતી.

"ઓ પિતાજી! ગઇ રાત્રે મેં ફરીથી એક સ્વપ્નુ દીઠું છે અને તે દીઠા પછીથી મારાં હાડેહાડ ધ્રુજી રહ્યાં છે!" પેલી આફત પછીની નવમી પ્રભાતે મનોરમા પેલા વડનાં ઝાડની નીચે નાખેલા એક નાનકડા મંડપમાં પોતાનાં મા-ભાઇ સાંભળે તેમ સુંદરરાવને કહેવા લાગી.

"ઘભરાવાનું કાંઇ કારણ નથી, મનોરમા, ઇશ્વર સૌ સારૂંજ કરશે. તેં સ્વપ્નામાં શું દીઠું, બેટા ?" સુંદરરાવે પોતાની પ્રીય પુત્રીને પ્યારથી પાસાંમાં ચાંપી પુછ્યું.

"આખી રાતમાં મેં આ સ્વપ્નું જુદું જુદું ત્રણવાર દીઠું. એમાં ૧૧ વાગ્યાને અમલે જોયલું પહેલું સ્વપ્નું મારા આગલા સ્વપ્નાને મળતુંજ હતું. પેલોજ દેખાવ-પેલોજ ડરામણો અવાજ અને પેલોજ વાકય કે 'આજથી આઠમે દહાડે'-ઓ પિતાજી ! વળી પાછું આ સ્વપ્નું કેમ પડયું ?-મને તો હવે બીક લાગે છે!"

સુંદરરાવ અને આનંદીબાઇ એકમેકનું મોં જોવા લાગ્યાં. દુઃખ વીતીને સુખ આવનાર છે એમ તેઓ પેલી પત્રિકાપરથી જાણતાં હતાં, પણ તે આટલું જલદી આવશે એવી તેમને વકકી ન હતી, તેથી, મનોરમાએ સ્વપ્નાની વાત કાઢીને જયારે પેલોજ વાકય ('આજથી આઠમે દહાડે !') ફરીથી સાંભળેલો જણાવ્યો, ત્યારે, તે ધણી-ધણીયાણીની અચરતીનો પાર રહયો નહીં !

"નહી, ડરીશ મા, બેટા, ઇશ્વરને યાદ કરી ધીરજ રાખ, એમાંથી કાંઈ આપણું સારૂંજ થશે." સુંદરરાવે દીકરીને સધ્યારો આપ્યો.

"પેલા મારા આગલા સ્વપ્નાથી શું શારૂં થયું કે એથી થવાનું હતું ?" મનોરમા બોલી.

"એક સ્વપ્નાથી ખરાબ થયું તેથી બીજો સ્વપ્નો પણ ખરાબ નીવડશે એમ ધારી લેવામાં તારી ભુલ છે, મનુ! તેની માતા આનંદીબાઇ બોલ્યાં.

"પણ ગઇ રાતનું સ્વપ્નુ સારૂંજ નીવડશે તેની સાબેતી શું?" મનોરમાએ હઠ લીધી. "કાં નહીં એ પણ એવુંજ હોય?"

"નહીં, તારૂં બીજું સ્વપ્નું એવું નથી બેટા! હું તને ખાત્રી આપું છું." શાસ્ત્રીજી બોલ્યા.

"તે શા ઉપરથી?"

"તારી જન્મ-પત્રિકા ઉપરથી?" સુંદરરાવશાસ્ત્રી જવાબ દે તેટલાં આનંદીબાઇએ ઉત્તર આપ્યો.

"મારી જન્મ-પત્રીકા ઉપરથી!" મનોરમા અચરત થઇ પુછવા પડી. "એ વળી નવો ભેદ શો છે?"

"આ ભેદ આજકાલનો નથી, દીકરી. ૨૦ વર્ષની વાત પર તારો જન્મ થયો ત્યારે તારી જન્મ પત્રિકા ઉપરથી તારા પિતાએ તે શોધી કાઢયો હતો."

"શું આ વાત ખરી છે, મારા પ્રિય પિતા?"

"હા બેટા," સુંદરરાવ બોલ્યા. "તું હજી તો એકાદ અઠવાડયાંની હશે તેટલાં તારી પત્રીકા પરથી મેં ભવિષ્ય વરત્યું હતું કે તું ૨૦ વર્ષની વયે પહોંચશે ત્યારે એક દહાડે મારાપર અચબુચ એક આફત આવી પડશે અને તે આફતની આગાહી તને સ્વપ્ના

રૂપે થશે. વળી થોડાજ દિવસમાં એક બીજું સ્વપ્નું તને આવશે, જે સ્વપ્નાથી એક છુપ્યો ખજાનો હાથ લાગશે. આ બંને આગાહી હું ખરી પડેલી જોઉં છું. ગઇ રાતનું તારૂં આ સ્વપ્નુ તું ધારે છે તેવું ભયદાયક નથી પણ સુખદાયક છે.

"કેવું અજબ જેવું! હજી તો મેં ગઈ રાતના સ્વપ્નાની પુરી વાત તમો કને કરી નથી, તે આગમચ તમે જાણે તે બધું જાણી ચુકયા છો! અરે! ત્યારે તમે આટલો વખત શા માટે છુપાવ્યું?"

"આ વાત એકદમ કહી દેવા જેવી નીર્જીવ નહોતી, તેથી, બેટા?" સુંદરરાવે કહ્યું. "ચાલ, હવે તારા સ્વપ્નાની વાત અમને માંડીને કહે. પહેલી રાત્રે અગીયાર વાગે જે સ્વપ્નુ તને પડયું, તેમાં પેલોજ દેખાવ–પેલોજ ડરામણો અવાજ અને પેલોજ "આજથી આઠમે દહાડે:" નો વાકય–પછી શું બન્યું?"

"પછી હું પાછી સુઇ ગઈ. મધરાત પછી બે વાગાને અમ્મલે મેં પાછું એક બીજુ સ્વપ્નું જોયું. જાણે હું એક નાળું પસાર કરી ગીચ ઝાડી તરફ ગઇ ત્યાં ત્રણ મોટાં ઝાડની વચ્ચે એક લાલ પથ્થર મને દેખાયો." મનોરમાએ પોતાના સ્વપ્નાની હકીકત કહેવા માંડી. "આ લાલ પથ્થરપર મારી નજર પડતાંજ મને એક અવાજ સંભળાયો કે

'મનોરમા! હુશિયાર થા! અહીં એક ખજાનો દાટેલો છે.' મેં પુછયું કે 'મારૂં નામ તમે કેમ જાણ્યુ?' જવાબ મળ્યો કે 'તુળજાપુરના સત્યવાદી શાસ્ત્રીબાવા સુંદરરાવની પુત્રી મનોરમાને કોણુ નથી જાણતું? વીસ વર્ષ થયાં તું જયારથી જન્મી છે ત્યારથી તારા અહીં આવવાની હું વાટ જોઉંછું. તું રહી રહીને આજે આવી તો ભલે આવી, પણ હવે તારા નસીબનું આ ધન છે તે તારે સ્વાધીન લઇ મને છુટો કર! હું ઘરડો થઇ ગયો છું અને હવે મને આસાયસની જરૂર છે.' મેં પુછયું કે 'તમે કોણુ છો અને કયાંથી બોલો છો? મને દીસતા કેમ નથી? તમે છુપાયલા છો?' એનો જવાબ મને એવો મળ્યો કે 'જો તું મને જોઇને ડરે નહીં તો હું મારો દેખાવ આપું!' આ જવાબ સાંભળી હું વિચારમાં પડી. મેં શો ઉત્તર દેવો તે હું સમજી શકી નહી, પણ થોડીવાર પછી હીમત ધરી મે કહ્યું કે 'તમે હળવે હળવે બાહેર આવો, પણ દુરથીજ રહેજો અને મને બીહવાડશો નહીં!' જવાબ મળ્યો કે 'નહીં બીહવાડું! તું ફીકર ના કર! હું તારો શુભેચ્છક છું તારે માટે તો વીસ વીસ વરસ સુધી આ છુપાં ધનની હું રખેવાળી કરૂંછું. મારા બાપે સો વરસ સુધી આ ધન સંભાળ્યું હતું અને જયારે તે મરી ગયો ત્યારે એ ફરજ મને સોંપી ગયો. મારો બાપ આજથી એકસો વીસ વરસની વાતપર એજ રીતે પોતાના

બાપ (એટલે મારા બપાવા) ની જગ્યાપર બેઠો હતો એ મુજબ ૭૦૦ વરસથી તારે માટેનાં આ ધનની સંભાળ લેવાતી આવી છે. અમારી પાંચ પેઢીથી અમે એની રખેવાળી કરીએ છીએ. આગલા વખતનાં એક હીંદુ રાજાપર તેનો શત્રુ ચઢી આવ્યો ત્યારે તેણે આ ધન અહીં દાટયું હતું. આ લાલ પથ્થરની આસ-પાસ ધનનાં પાંચ મોટા ચરૂ દાટેલા છે. ત્રાંબાનાં પાંચ મોટા દેગડાઓમાં આ અખુટ દ્રવ્ય સંતાડેલું છે અને તે દરેક દેગપર લખેલું છે કે 'જો હું લડાઈમાં મરી જાઉં તો તુળજાપુરવાળા સુંદરરાવ શાસ્ત્રીની રૂપાળી છોડી મનોરમા, જે હવે પછી ૭૦૦ વરસે પેદા થશે તેણીને આ ધન મળવું'' એવા લેખ લખેલા છે. સં-ભાળ! હું હવે બાહેર આઉં છું તું જરાએ ડરીશ નહીં! તારી નજર આ લાલ પથ્થરની પાછળનાં ઢગલા પર નાખ! ત્યાં મારૂં મુકામ છે! સંભાળ બીહતી નાં બેટી! હું તારો શત્રુ નહીં પણ સ્નેહી છુ!' આટલા સખુનો બોલતાંવાર પેલી માટીનો ઢગલો હાલતો હોય એમ જણાયો. તે વખત રાતનો હતો અને ત્યાં ચારે તરફથી કાંઇ છુપી રોશની પ્રગટી નીકળી હતી. મને ફરમાવ્યા મુજબ મેં પેલા લાલ પથ્થરની પાછળના

માટીના ઢગલાપર એકાગ્રહુ ચીતે નજર રાખી હતી. તે ઢગલામાં અંદરથી કોઈ આચકા મારતું હોય એમ તે ઢગલો ઉપરથી ઉપસાવા લાગ્યો અને એક બે અને ત્રીજો આંચકો લાગતાંજ ગંજાવર કદનાં એક સર્પે દેખાવ દીધો!

## પ્રકરણ ૧૩ મું.

—:૦:—

### જય શ્રી કૃષ્ણ!

“હે ઇશ્વર! પછી–પછી?” આનંદીબાઇ કાંઈક ફગલાઈ જઇ પુછવા લાગ્યાં.

“જય શ્રી કૃષ્ણ! પછી શું થયું, બેટા?” આનંદરાવ શાસ્ત્રીએ આનંદ પામી પુછયું, જ્યારે મનહરરાવ કાંઇ ન બોલતાં શાંત રહ્યો.

“એકદમ ફુઉઉઉઉઉ દઈને પેલો સર્પ બાહેર આવતાંજ મારેથી ઘભરાટમાં એક ચીશ પડાઇ ગઇ અને તે સમેત મારી આંખ્યો ઉઘડી ગઇ! અહીં તે બીજું સ્વપ્નુ સમાપ્ત થયું. હું એવી ચમકી ઉઠી હતી કે મારાં શરીરના રગેરગ તે વખતે ધુજતી હતી. આ વખતે તમો ત્રણે જણાં શાંત નિંદ્રામાં પોઢેલાં હતાં. મેં એક વખત વિચાર કર્યો કે તમને ઉઠાડું, પણ

તમારી મીઠી ઉંઘમાં ખલલ કરવા મને ગમ્યું નહીં. હું થોડું પાણી પી પાછી પથારીપર પડી. ખાસ્સો એક કલાક હું જાગૃત પડી રહી. આ વખતે મારી છાતી પેલા ભયંકર સર્પનાં ભયભીત દેખાવથી ધડક ધડક થયા કરતી હતી. આમથી તેમ કાંઇ સેંકડોવાર કોરવાળી મેં મારા મનનું કલાક પછી જેમ તેમ સમાધાન કીધું અને ઇશ્વર કૃપાથી તે પછી હું પાછી ઉંઘમાં પડી. આ વખતે ખાસ્સો ચાર વાગ્યાનો પાછલી રાતનો સમય હતો. ફરીથી ત્રીજીવાર મેં પોતાને તેજ જગ્યા પર ઉભેલી જોઇ. આ વખતે આગળ કરતાં વધુ પ્રકાશિત રોશની ત્યાં પ્રકાશી રહી હતી. પેલો કદાવર કદનો સર્પ પોતાની ફેંણ ઉંચકી ખાસ્સો એક હાથ જેટલો બાહેર નીકળી તડો ઉભો રહ્યો હતો! તેની જાડાઇ, પિતાજી, તમારી જાંગ કરતાં જાડી હતી!

"ઓ બાપરે! દીકરી, એ તું શું કહે છે?" આનંદીબાઇ ચકીત બની પુછવા પડયાં.

"માતૃશ્રી! શું હું ખોટું કહું છું? તેનું કદ એવું કદાવર અને ભયંકર હતું કે જો તે આખો બાહેર આવ્યો હોત તો મને લાગે છે કે હું ત્યાંને ત્યાં ફગલાઇને ફાટી મુઇ હોત! પણ સુભાગ્યે તેમ થયું નહીં. તે મોટો નાગ એકાદ હાથ જેટલો બાહેર આવી પહેલાં શાંત ઉભો રહયો અને પછી ધીમેથી તેણે પોતાની

ફેણુ જાણે મને પોતા કને બોલાવતો હોય તેમ હીલવવા માંડી! 'મનોરમાં, ડરીશ નહીં!' તે બોલ્યો. 'હું આ ધનનો રક્ષક છું અને મારી રખેવાળીની મુદત હવે પુરી થઇ છે—માત્ર આઠ દહાડા હવે બાકી રહ્યા છે! 'આજથી આઠમે દહાડે' મારા હુવાલા સોહેલા ધનના તમામ ચરૂ હું તને સ્વાધીન કરીશ, પણ તે આગમચ તારી જોડે મારે એક શરત કરવી પડશે.' મેં પુછયું કે 'તે શરત શી છે?' જવાબ મળ્યો કે 'જયારે આજથી વીસ વર્ષની વાતપર મેં આ ગુપ્ત ખજાનાની રખેવાળી મારા બાપનાં મરણથી મારે હસ્તક લીધી, ત્યારે મારી ઉમર ૮૦ વર્ષની હુતી, જેથી હાલ મારી વય બરાબર એકસો વર્ષની છે. હું જોકે ઘણો ઘરડો કહેવાઉં નહીં, કારણ કે મારી જાતવાળા ત્રણસેં-ચારસેં વરસની ઉમર ભોગવે છે. પણ છેલ્લા છ માસથી હું નબળો પડી ગયો છું. મારા માથાંમાં એક દરદ થયું છે અને હાલ તે પાકીને ફુટવાની અણીપર આવ્યું છે. આ દરદમાં હાલ મને ભારે વેદના થાય છે. આ વેદનાને લીધે મારો ખોરાક ઘટી ગયો છે અને દર દહાડે હું નબળો પડતો જાઉં છું. હું દર આઠ દીવસે એકવાર મધરાત પછી બે કલાક મારા ખોરાક માટે બાહેર નીકળું છું, પણ આ રખેવાળી મને એટલી પ્રીય છે કે કોઇવાર પુરતો ખોરાક ન મળે તોપણ હું વધુવાર જંગલમાં ખોટી થતો નથી.

છ માસની વાતપર એક દહાડે હું અહીંથી બે માઇલ સુધી દુર ગયો હતો, પણ પાછો ફરતાં હમેશનાં રાબેતા કરતાં વધુ વખત થવાથી હું ઝડપથી પાછો આવતો હતો, તેટલાં એક ગીચ ઝાડીમાંથા પસાર થતાં, બાવળનો એક મોટો કાંટો મારા હાથમાં ભોકાઈ ગયો. આ કાંટો હજી સુધી મારાં માથાંમાં એમનો એમ છે. તેને કાઢવાનાં મેં ઘણા ઘણા પ્રયત્નો કીધા પણ તેમાં હું નીષ્ફળ નીવડયો છુ. હું જેમ જેમ વધુ ફાંફાં મારૂં છું તેમ તેમ તે કાંટો મારાં માથાંમાં વધુ ને વધુ અંદર ઉતરતો જાય છે. હવે તો માત્ર તેનું માથુંજ ઉપરથી રહ્યું હોય એમ જણાય છે. તમો માણુસ જાતની પેઠે પરમેશ્વરે અમો પેટે ચાલનારાં મુંગાં પ્રાણીઓને હાથ-પગ આપેલા નહીં હોવાથી હું નિરૂપાય બની ગયો છું. છ છ મહીનાથી આ કાંટો મારાં મસ્તકમાં પેઠેલો છે અને તે રાત-દહાડો મને પીડા રૂપ થઇ પડયો છે. આ કાંટાને લીધેજ મારાં માથાંમાં દરદ પેદા થઇ તે પાકા આવ્યું છે. હે મનારમા! જો તું હીમતવાન બની મને મદદ કરે તોજ મારો જીવ બચી શકે એમ છે, નહીં તો આ કાંટો મારો કાળ થઇ પડશે. મારાં માથાં અને ગરદનનો ભાગ કેટલો બધો સુઝી આવ્યો છે તે તું જા!' અને અહીં તે નાગે પોતાનું આગ મરડી પીઠ તરફનો ભાગ અને બતાવ્યો, જે ખરેજ એક ટેકરા જેવો ઉપસી આવેલો

હતો. તે દેખાવ દેખાડયા પછી તેણે પાછું ચલાવ્યું કે 'હું જે તારી કને એક શરત કરવા માંગું છું તે એજ છે કે મારા માથાંમાં ભોકાયલો કાંટો આ ધન મેળવવા આગમચ તે કાઢવો પડશે. મારા વડીલોએ સદીઓથી તારી સેવા બજાવી છે અને મેં પોતે બબ્બે દાહેકા સુધી આ છુપાં ધનની રખેવાળી કરેલી છે, તો શું તું આટલો ઉપકાર મારી ઉપર કરી મારી જીંદગી નહીં બચાવશે ?' આટલું બોલી તે દરદી નાગ પોતાને થતી વેદનાથી મરડાતો હોય તેમ પોતાની મોટી ફેણ એક બાજુએ નમાવી દઇ મારા જવાબ માટે થોભ્યો. હું વિચારમાં પડી કે 'શો જવાબ દેવો ?' તેનો દેખાવ એવો ભયભીત હતો કે તેની પાસે જવાની મારી હીંમત થતી ન હતી. થોડીવાર રહી તેણે મને ફરીથી પુછયું કે 'કેમ શો વીચાર છે ?' હવે મને જવાબ આપવાની ફરજ પડી. મેં કહ્યું કે 'હે નાગદેવ ! તારાં દુઃખથી હું દુઃખી છું, પણ તારી પાસે આવવાની મારી હીંમત થતી નથી ! તું મને કરડી નહીં પાડે તેની જામીનગીરી શી ?' આ સાંભળી તે પાછો ફેણ ઉંચી કરી બોલ્યો કે 'મનોરમા ! તું સ્ત્રી-વેશમાં આવી છે ખરી, પણ હજી તારી બચપણની નાદાની તને છોડી ગયલી જણાતી નથી. તું મારો જીવ બચાવે તેના ઉપકારમાં હું તારો જીવ લઉં ખરો કે ? હે સુંદરી ! જરા સાવધ થા ! તમો મનુષ્ય

જાતને પરમેશ્વરે બુદ્ધિનું બળ બક્ષેલું છે તો અમોને થોડી સમજશક્તિ મેલેલી છે. અરે! તારાંજ ધનનો હું રક્ષક છું, એટલે મારો તો એવડો હક તારાપર પહોંચે છે! હું તો હજી પાંચ-પચીસ વરસ આ ધનની રખેવાળી કરત, પણ આ કાંટો મારો કાળ થઇ પડ્યાથી આ રીતે સ્વપ્ન રૂપ મેં તને દર્શન આપ્યું છે, માટે જરાએ ડર્યા વિના આજથી આઠમે દહાડે તું આ જગ્યાપર મધરાત પછી બરાબર બે વાગ્યાને અમલે અહીં આવજે અને હીંમત પકડી મારા માથામાનો કાંટો કાઢી, તેમાં જે કાંઇ રસી કે પરૂ હોય તે જોરથી દાબીને કાઢી નાંખી તે ઉપર પાટો બાંધજે તેમ કીધા બરાબર હું મારી રખેવાળી તારા હવાલામાં સોંપી દક્ષીણ દીશા તરફ ચાલ્યો જઈશ અને જીવીશ ત્યાં સુધી તને આશિષ દઈશ. તે પછી આ ધન તું તારા હવાલામાં લઇ ચમન કરજે. તું એક ધર્મીષ્ટ પિતાની પુણ્યવાન પુત્રી છે અને જો મારાં દુ:ખમાંથી તું મને છોડવશે તો પરમેશ્વર તારૂં ને તારા કુટુંબ કબીલાનું કલ્યાણ કરશે. આજથી સાત દીવસ સુધી દરરોજ રાત્રે હું તને દર્શન દેતો રહી મારી યાદ આપતો રહીશ. માટે, 'આજથી આઠમે દહાડે' તું આ સેવા બજાવવા માટે તૈયાર રહેજે! એના બદલામાં આ અખુટ ધન બક્ષેશ કરી હું તને નેહાલ કરી નાખીશ : આ શબ્દોની સાથેજ મારી આંખ ઉઘડી ગઇ અને મેં, મને મારી પથારીમાં પડેલી જોઇ.



## પ્રકરણ ૧૪ મું.

—:•:—

## એક ફતેહમંદ શોધ!

"જય શ્રી કૃષ્ણ!—જય જય ભગવાન! મનુ, આ સ્વપ્નુ એક સાચું સ્વપ્નુ છે અને 'આજથી આઠમે દહાડે' તે તને ફળ્યા વિના રહેવાનું નથી!" સુંદરરાવ શાસ્ત્રી મનોરમાની સર્વ હકીકત સાંભળી લઇ છેવટે બોલી ઉઠયા. "હું ધારૂં છું કે તારી માતા મારાં મતને મળતી થશે."

મારૂં પણ એજ મત છે. સ્વપ્નુ સારૂં છે અને આપણી મનુએ તે મનપર લેવું જોઇએ." આનંદીબાઇ બોલ્યાં.

"ખચીત," અહીં મનહરરાવ જે આટલો વખત શાંતપણે સઘળી હકીકત સાંભળતો હતો તે ઉમેરાયો. "એમાંથી પરમેશ્વર આપણું કાંઇ કલ્યાણજ કરશે એમ લાગે છે."

"તે બધું ખરૂં, પણ નાગરાજની નજદીક જવાની હીંમત ક્યાંથી લાઉં?" મનોરમા ધબરાઇને બોલી. "ઓ નહી, પીતાજી! મારી હીંમત ચાલતી નથી. આ કાર્ય મારેથી કદી બની શકવાનું નથી."

"મનુ નાહીંમત ના થા! સ્વપ્નુ સારૂં છે અને

લક્ષ્મી ઘર બેઠાં ચાંદલો કરવા આવી છે, તો મોં ધોવા જવાની મુર્ખાઈ કરવી એમાં ડહાપણ નથી." સુંદરરાવે પોતાની પુત્રીને શીખામણ આપી. "આ કામ તારે કરવુંજ પડશે. હું તારી હીમ્મતમાં રહીશ"

"પણ પેલો સર્પ મને કરડી ન પાડે તેની જામીનગીરી શી?" મનોરમાં ડરખાઇને બોલી. "નહીં, પિતાજી, આ બાબતમાં મારા પર દબાણ કરસો નહીં. મારી હીંમત થવાની નથી!"

"નહીં કેમ થાય, સૌ થશે, બેટા! પરમેશ્વરે અબળા જાતિને કોમળ બનાવી છે ખરી, પણ એજ અબળા ઘણીકવાર સબળાં કામો કરી શકે છે. તું અબળા છતાં મારે તને એવી સબળા બનાવવી છે. તારી કુમકમાં હું પોતે તારી સાથે આવીશ."

"અને હું? પિતાજી, મારી મનુની મદદમાં હું પણ રહીશ."

"બહુ સારૂ, બેટા મનહરરાવ, તુ પણ આવજે."

"અને હું? હું કાં નહીં?" આનંદીબાઇ બોલી ઉઠયાં.

"તારે ગમે તો તું પણ આવજે! મારી કયાં ના છે? આપણી હાજરીથી આપણી મનુને મોટી હીંમત રહેશે."

"ત્યારે શું આ કામ મારે કરવુંજ પડશે?" મા-બાપ અને ભાઇને પોતાની કુમકે આવવાને એકદમ તૈયાર થઇ ગયલાં જોઇ મનોરમાએ પિતાને પુછયું.

"હા બેટા, એ કર્યા વિના ચાલેજ નહીં. તું નહીં કરશે તો નુકસાન પામશે. નાગરાજનાં શ્રાપ આપણાથી લેવાય નહીં. જે ખજાનો તારા નસીબનો છે તે તને મળવોજ જોઇયે તે મળવાની કોશેષ તેં કરવીજ જોઇએ."

"પણ નાગરાજની પાસે જવાને મારી છાતી કેમ ચાલશે?"

"સૌ ચાલશે. તેણે પોતે તને તારા પુછયાની આગમચ અભય વચન આપ્યું છે કે તું મારેથી ડરીશ નહીં પણ સ્નેહી છું. તેનાં આ શબ્દો શું તું ભુલી ગઇ?"

"વાત તો ખરી! તેણે મને આ શબ્દો કહ્યા હતા તે હું ના પાડી શકું નહીં." મનોરમા બોલી.

"જો તે શબ્દો તું ના પાડી શકતી નથી તો તને ડર રાખવાનું કશું કારણ રહેતું નથી. જે પોતાના દુઃખનો ઉપાય તારી પાસે કરાવવા ઇચ્છે, તેજ તને કરડે એ બનેજ કેમ? તને કરડે તો તું તે ક્ષણે તાત્કાળ મૃત્યું પામે! તો પછી તેનો કાંટો કાઢી જખમ સાફ કરી તે ઉપર પાટો કોણ બાંધે? અમો તારાં

અતલગનાં ખેશીઓ છતાં આ કામમાં અમારાથી નખાય નહીં પહેલાં તો મને શક છે કે અમારી હાજરીથી ત્યાં નાગરાજ દર્શન આપશે કે નહીં!

"ઓ નહીં! પિતાજી! તમારી હાજરી વગર તો હું ત્યાં જઇ શકવાનીજ નથી! હું એકલી તો બીહીને છળી મરીશ!"

"**ધીરજ** રાખ, દીકરી, બીહવા-છળવાનું કશું કારણ **નથી.** આપણા ઠરાવ મુજબ પ્રથમ તો અમે બધાં તારી સાથે આવીશું, પણ અમારી હાજરીમાં દર્શન દેવાને નાગરાજ નારાજ હોય તો પછી અમને ત્યાંથી આડમેરાં થવુંજ પડશે. તું હીંમત રાખજે. જેવો વખત હશે તેવું વર્તન કરીશું."

મોટી મેહેનતે, જેમ તેમ, સુંદરરાવશાસ્ત્રીએ મનોરમાને આ પ્રયોગ અજમાવવા માટે મનાવી લીધી.

"એ તો બધું થયું, પણ પીતાજી, જે જગ્યામાં આ ધન દાટેલું છે, તે જગ્યા આપણે કેવી રીતે શોધી કાઢીશું?" મનહરરાવે અહીં એક પ્રશ્ન કર્યો અને તે સુંદરરાવનાં ધ્યાનમાં ઝટ ઉતરી ગયો.

"ખરૂં છે, મનહર, આ જગ્યા ક્યાં આવી છે તે વિષે મનુએ આપણી પાસે કશો ખુલાસો કર્યો નથી."

"તે જગ્યા મારા ધ્યાનમાં છે, પિતાજી! તે બાબે આપ જરાએ કાળજી કરશો નહીં." મનોરમા

બોલી. "માત્ર એટલુંજ કે દક્ષીણ તરફનાં પેલાં નાળાંની પેલી કોરે આગમચથી આપણને તે જગ્યા નક્કી કરી રાખવી પડશે."

"આગમચથી એટલે ક્યારે? હમણાંજ કાં નહીં? હજી તડકો ચઢ્યો નથી તેટલાં આપણે હમણાજ તે જગ્યા જોઇ આવીએ તો કેવું?" મનહરરાવે પુછ્યું.

"ત્યારે ચાલો—મારી ના નથી."

આનંદીબાઇને એકલાં મંડપમાં રાખી તે ત્રણે જણા પેલી જગ્યા શોધવા ગયાં. દક્ષિણ તરફ એક નાળુ વહેતું હતું તે કુદાવી મનોરમા તેમને એક ગીચ ઝાડી તરફ લઇ ગઈ. અહીં નઝદીક અરધો કલાક સુધી ફાંફાં માર્યા પછી અંતે તેઓ પેલાં ત્રણ ઝાડની વચ્ચેનાં લાલ પથ્થર આગળ આબાદ આવી પહોંચ્યાં!

તે પથ્થર શોધી કાઢતાં તેમને કાંઇક મુશ્કેલી પડી, કારણકે તેના અત્રાફમાં જંગલી વેલાઓ અને કમરપુર ઘાસ ઉગી નીકળ્યાં હતાં!

"આ રહ્યો તે લાલ પથ્થર!" સૌથી પહેલી નજર તે ઉપર મનોરમાનીજ પડી. "અને જુઓ-જુઓ પિતાજી! આ પેલો પથ્થરના પાછળનો માટીનો ઢગલો! એક ન્હાના ટેકરાનાં આકારમાં સલામત ઉભો છે! વળી આ ત્રણે મોટાં ઝાડની બરાબર વચ્ચેજ આ લાલ પથ્થર આવ્યો છે, જે મારા જોયલા દેખાવની આબાદ



કીર્તીચંદ અંધારી રાત્રે મનારમાં અને સુંદરરાવ શાસ્ત્રીજી ધનના 'ચરૂ'ની શોધમાં
અહીં તહીં જુએ છે.

નીશાની પુરી પાડે છે! એક તરફ જાંબુનું, બીજી તરફ વડનું અને ત્રીજી તરફ પીપળાનું ઝાડ અને ચોથી બાજુ ખુલ્લી. આ ખુલ્લી જગ્યાપર સ્વપ્ના દરમ્યાન હું અહીં ઉભી હતી." તેણી એક અમુક જગ્યા બતાવીને બોલી. "માત્ર આ જંગલી વેલા અને કમર-પુર ઘાસ તે વખતે મને દેખાયું ન હતું."

"એ તો એમજ હોય, બેટા, એવી જગ્યા ખુલ્લી ને સપાટ હોયજ નહીં. તને સ્વપ્નામાં સફાઇદાર જગ્યા દેખાઈ એ માત્ર તારી સમજમાં આવવા માટે છે. હે પરમેશ્વર! તારો પાડ કયા શબ્દોમાં માનું? આખરે તેં અમારી દાદ સાંભળી ખરી! મનુ બેટા, બોલ. તું ધીરજથી બધું બજાવશે કે?"

"બજાવીશ પિતાજી, હું આપણા ઉતારાપર ડરતી હતી પણ અહીં આવ્યા પછી મને કાંઇ અજબ હીંમત આવેલી જણાય છે."

"કુદરતનું કામ કુદરત કરશે, દીકરી! એજ હીંમતને તું હવે ટકાવી રાખજે. મનહરરાવ! જે દીવસે સાંજે આગમચથી આપણે બંને જણા અહીં આવી, આ ઝાડી, ઝાંખરાં તથા ઘાસ વગેરે સાફ કરી આ જગ્યાને સ્વચ્છ કરી જઇશું કે મધરાતે આપણને કશી અડચણ થાય નહીં."

"બહુ સારૂં, પિતાજી!" મનહરરાવે જવાબ વાળ્યો.

તે ત્રણે જણાં હરખાયલે હૈડે પોતાનાં ઉતારાપર પાછાં ફર્યાં. ધન કયાં દાટેલું છે તેની જગ્યા આબાદ મળી આવેલી જાણી આનંદીબાઇ પણ આનંદ પામ્યાં.

---

## પ્રકરણ ૧૫ મું.

—:o:—

### એક ભયભીત પ્રયોગ!

શાસ્ત્રીબાવા તો એટલા આનંદમાં આવી ગયા કે આખો વખત ઈશ્વર સ્તુતિનાં ભજન-કિર્તન ગાવા કરવામાંજ દીવસ ગાળવા લાગ્યા! મનોરમાને બીજી, ત્રીજી, ચોથી, પાંચમી છઠ્ઠી અને સાતમી રાત્રે પણ તેજ સ્વપ્પનો દરરોજ આભાસ થતા ચાલુજ રહ્યો, અને પેલા નાગરાજ તેને નીત્ય દર્શન આપ્યા જતા હતા. આમ થવાથી એક ફાયદો એ થયો કે મનોરમા જે પ્રથમ તેના ભયભીત દેખાવથી ધ્રુજી રહી હતી, તે ધ્રુજવાનું ઓછું થઇ હવે તેને ધીરજ આવવા માંડી હતી.

અંતે "આઠમો દહાડો" આવી પુગ્યો!

તે આખો દીવસ શાસ્ત્રીબાવા, આનંદીબાઇ, મનહરરાવ અને મનોરમાએ ઘણી ઇનતેજારીમાં પુરો કીધો. સુંદરરાવ વારંવાર મનોરમાને તેડી હીંમત આપતા અને કહેતા કે "બેટા! ડરીશ નહીં—ઇશ્વરપર

સંપુર્ણ વિશ્વાસ રાખી શાંત મનથી કાર્ય સિદ્ધ કરજે !"—એજ રીતે આનંદીબાઇ અને મનહરરાવ પણ તેણીને ઉપર ને ઉપર ધીરજ આપતાં હતાં, અલબતાં, સામટી રીતે થયલું આ દબાણ મનોરમાનાં મગજપર ફાયદા ભરેલી અસર પહોંચાડયા વિના રહ્યું નહીં.

સાંજે બન્ને બાપ બેટા કોઇ ન જુએ તેમ અકેકની પાછળ પેલી જગ્યાપર જઇ ત્યાં ઉગેલા જંગલી છોડવા ઝાડઝાંખરાં તથા ઘાસ વગેરે સફા કરી આવ્યા.

અંતે રાત પડી.

"મારો વિચાર છે કે આજે આપણે સુવું નહીં."

નવ વાગે ભોજન થયા પછી શાસ્ત્રીબાવાએ કહ્યું.

"હું પણ એજ કહેવા ઇચ્છતી હતી, પિતાજી, પણ આપણો વખત કેમ જશે ? ત્યાં તો છેક મધરાત પછી જવાનું છે."

"હું આપણો વખત સહેલાઇથી પસાર થાય તે માટે એક ધાર્મિક કથાનું કીર્તન આરંભીશ."

"બહુ સારૂં-બહુ સારૂં." આનંદીબાઇ બોલ્યાં.

નવ વાગે ભોજન થયા પછી શાસ્ત્રીબાવાએ એક ધાર્મિક કથા આરંભી. આ રસીક કીર્તન મધરાતે સાડા બાર વાગે ખલાસ થયું. તે પછી અરધો કલાક આ-સાયસ લઇ મનોરમા સ્નાન કરવા ગઇ. એવાં સારાં કાર્યમાં હાથ નાખવા પહેલાં સ્નાન કરી શુધ્ધ થવાનું

તેણીને વધારે ગમ્યું. તેણી સ્નાન કરી એક શુધ્ધ સફેદ વસ્ત્રમાં સજજ થઇ આવી ત્યારે કમર સુધી લટકતા છુટા બાલથી તે રૂપાળી છોકડી એવી મોહક અને મધુરી લાગતી હતી કે ઇંદ્રની અપ્સરા વટીક તેણીને જોઇ લજવાઇ જાય! કુદરતી રીતે આજે તેણી રોજ કરતાં ગોયા વધુ રૂપાળી લાગતી હતી!

"આપણે અહીંથી કેટલે વાગે જવું?" મનોરમાએ પુછયું!

"બેટા, દોઢ વાગે!"

"ઠીક ત્યારે હું નાગરાજની પૂજા માટે પાત્ર તૈયાર કરૂં છું." એમ બોલી મનોરમાએ એક થાળી લઇ તેમાં થોડાક ચોખા, ખારેક, નાળીયેર, કંકુ, ઘીના દીવાનું પાત્ર અને સાંજથી મંગાવી રાખેલાં ફુલોનો એક હાર મેલી આગ કાંડીની પેટી સહીત સર્વ સામગ્રી તૈયાર કરી મેલી.

બીજી તરફ શાસ્ત્રીબાવા અને મનહરરાવ ટીકાઉ, પાવડા, પાહરઇ અને ત્રણચાર ટોપલાં લઇ તૈયાર થયા. મનોરમા નાગરાજને બાંધવા માટે પાટાનું કપડું લેવાને ભુલી નહીં. તેણીએ થોડુંક રદી પણ સ્વચ્છ કપડુંએ સાથે રાખ્યું. દોઢનો અમલ થતાં તેઓ હસ્તે મોહડે દક્ષીણ દીશા તરફ ચાલ્યાં.

તે દીવસો ચાંદરણાનાં હતા. બાહેર ધોળા દીવસ

જેવું ચાંદરણું પડી રહ્યું હતુ. કુદરત શાંત હતી. વાયુ મંદમંદ વાતો હતો. પડોશનાં નાળાંનો ખળખળ વહેવાનો અવાજ આવ્યા શિવાય તે તરફ સઘળું શાન્ત હતું.

"મનુ, આ છેલ્લીવાર કહું છું કે ડરીશ નહી!"

"નહી ડરૂં, પીતાજી! હું હીમ્મતથી કામ કરીશ"

તેઓ ધારેલે ઠેકાણે જઇ પહોંચ્યાં. મનુ જોઇને હેરત રહી કે તે સાંજે તે બાપ-બેટાએ અહીં આવી આ જગ્યાને સ્વચ્છ કરવા માટે ઘણી મહેનત લીધેલી હોવી જોઇએ, કારણકે જ્યારે તેઓ તે જગ્યાની શોધ માટે ત્યાં આવ્યાં હતાં ત્યારે ઘાસ ઉપરાંત જંગલી છોડવાઓ અને વેલાઓથી તે ગીચ્ચ ઝાડી ભરાઇ ગયલી હતી. હાલ ત્યાં પેલા લાલ પથ્થરની આસપાસ ગોળ ચક્રાવામાં સઘળું સ્વચ્છ અને સફાઈદાર બની ગયું હતું. આટલું છતાં ચારે તરફ અત્રાફની ઝાડીઓનો ઓથો તે જગ્યાને અચ્છી રીતે ઢાંકી શકતો હતો.

"અમે જરા દુરથીજ ઉભાં રહીએ છીએ, મનુ દીકરી. તુ પ્રથમ આગળ જઇ ધીરજથી તે લાલ પથ્થરની પ્રદક્ષિણા કર અને જ્યારે નાગરાજ બાહેર આવે ત્યારે એક ટચાકડી ફોડી અમને ઇશારો આપજે."

મનોરમા આગળ વધી.

આ વખતે તેણી કાંઇક ઉશ્કેરાયલી હતી. તેણી આવતાં આવી તો ખરી, પણ પેલા લાલ પથ્થર પર નજર પડતાંજ તેણીની છાતી ધડક ધડક ધડકવા લાગી!

તેણીને લાગ્યું કે આ એક મોત-જીવતનો સોદો હતો! કાં નહીં તેણી ઠગાતી હોય? પણ બીજીજ પળે ઇશ્વરની યાદ કરી તેણી પેલા પથ્થરની પાસે ગઈ!

ત્યાં બધું સુમસામ હતું! ચાંદરણું એવું ધોળા દીશ જેવું પડતું હતું કે તે પ્રકાશિત રોશનીથી તેણીની અરધી બીક આપમેળે ભાંગી જતી હતી.

પથ્થરની ચાર પાંચ કદમને છેટે પોતાના હાથ માંહેલી થાળ નીચે મેલી પ્રથમ તેણી હાથ જોડીને એક બે મીનીટ ઉભા રહી પછી આંખ્યો મીચી ઇશ્વર-સમર્ણ કર્યું. તે બાદ ધીમા કદમે ગોળ ચકરાવા લઇ તેણીએ પ્રદક્ષિણા ફરવા માંડી. એક, બે, ત્રણ એમ બરાબર સાત ફેરા ફરી તે પાછી પોતાની જગ્યાપર ઉભી રહી. હજી ત્યાં કાંઇ જણાયું નહીં! સર્વ મામલો ચુપચાપ હતો.

એકવાર ફરી પેલા પથ્થર પર અને પથ્થરની પાછળનાં માટીનાં ઢગલાપર નજર નાખી મનોરમાએ પેલી થાળમાં મેલેલાં ઘીના પાત્રમાં દીવો વધાર્યો અને તે દીવો પેલા પથ્થરની સામે મેલી કેળનાં એક પાતરાંમાં ચોખા, નાળીયર, ખારેક વગેરે મેલી કંકુ વડે પથ્થરને સાત ટીલાં કર્યાં. પછી ફુલનો હાર ચઢાવી ફરીથી સાતવાર પ્રદક્ષિણા ફરી.

આ વખતે એક કૌતુક બન્યું. જાણે એક ભડકું ઉઠયું હોય તેમ પેલા ઘીના દીવાનું પાત્ર સળગી ઉઠયું અને બોલબોલતાંમાં ઘી બળી જઇ દીવો હોલવાઇ ગયો!

પણ તેજ વખતે પેલા માટીનાં ઢગલાપર ત્રણ દીવા આપ મેળે પ્રગટી નીકળ્યા! તેમાં ઉત્તર તરફનો લાલ, વચ્ચેનો સફેદ અને દક્ષીણ બાજુનો લીલા રંગનો હતો! તે ત્રણે બત્તીની કાંઇ એવી પ્રભા મારતી હતી કે તે દેખાવ જોનારાઓ જીંદગી સુધી તે ચિત્ર ભુલે એમ ન હતું.

મનોરમા એકદમ ચમકીને ઉભી રહી ગઇ! જ્યાં સુમસામ મામલો હતો ત્યાં અચબુચ આ કૌતુક બનેલું જોઇ તેણી દીગ્મુઢ બની ગઇ!

તે ભભુકદાર રોશનીથી આસપાસના ઝાડપાન વટીક શોભી નીકળ્યાં. થોડા વખત પછી તે ત્રણે રંગીન દીવા ગોલ ચકરાવામાં ફરવા લાગ્યા અને હળવે હળવે ઉપર ચઢતા હોય એમ લાગ્યું, વચ્ચેનો દીવો બે પાંચ હાથ જેટલો વધુ ઊંચે ચઢયો અને જોતાં જોતાંમાં અદ્રશ્ય થઇ ગયો. તે પછી પેલા લાલ ને લીલા રંગના દીવા ગોલ ફરતા ફરતા એકમેકની પાસે આવી એકદમ એકત્ર થઇ ગયા અને બ્લુ રંગમાં બદલાઇ ગયા! તેમાંથી લાલ, પીળી, લીલો, આતશિયા એમ ચિંગારીઓ ઉડવા લાગી અને તે ચિંગારીઓથી જમીનપર એક ગોલ ચકરડું પડી રકમ રકમનાં રંગોમાં હીરા પેઠે ચકચક થવા લાગ્યું. પેલો લાલ પથ્થર તે ચકરડાંની બરાબર મધ્યમાં

દેખાયો. મનોરમા પોતે પણ તે ચકરડાંની અંદર આવી ગઇ. આ જાણે દેખાડતુ હતું કે આ ગોળાકારની વચ્ચે પેલું ધન દાટેલું હતું!

એજ વખતે બંદુકનો એક બાર થયો હોય તેમ અચળુચ પેલો માટીનો ઢગલો ફાટી જઇ તેમાંથી પેલો ગંજાવર કદનો સર્પ ભારે સણુસણાટ કરતો ઉછળીને એકદમ આખો બાહેર આવ્યો અને પેલા લાલ પથ્થરની આસપાશ અસાધારણ ઝડપથી વીંટળાઇ જઈ ફેણ ઉંચી કરી મનોરમાની બરાબર સામે આવી ઉભો !

તેણી ઘભરાઈ ગઇ-તેણીથી ઘભરાટની મારી એક ચીશ પડાઈ ગઇ ! સુંદરરાવ, આનંદીબાઇ અને મનહરરાવ તે ચીસ સાંભળી થરથર ધ્રુજવા લાગ્યાં !

"ધી-ધી-ધીઇઇઈરજ ર-ર-રાઆખખ-બ-બ-બેતી! ઘ-ઘ-ઘ-ઘ-ઘભરાઇઇઇસ ન-ન-ન-નહીંઇઇ !" પોતે ઘભરાયા છતાં શાસ્ત્રીબાવા મનોરમાને "ધીરજ" રાખવાનું કહેવા લાગ્યા !

તેણી એક પારધીની જાળમાં ફસી પડેલી હરણી મીસાલ કાંપતી હતી!



## પ્રકરણ ૧૬ મું.

—:o:—

## નાગરાજનો કાંટો!

તે ગોયા શેષ-નાગ પોતે હતો! તેનાં કદાવર કદથી પેલો મોટો લાલ પથ્થર આખો ઢંકાઇ ગયો હતો અને એકાદાં દરીયાઇ બારકસનું કદાવર કદનું જાડામાં જાડું દોરડું વળ દઇને ત્યાં વીંટાળી મેલ્યું હોય તેમ ગોળ ગુચ્છળું વળીને તે બેઠો હતો! તેનું અસાધારણ મોટું કદ જોઇ મનોરમા ડઘાઇ જાય એમા નવાઇ ન હતી તેની કદાવર ફેંણપર મરાઠી ભાષામાં દશનો આંકડો કાઢયો હોય તેવો (૧૦) આકાર ખુલ્લો દીસ્તો હતો. તેનો રંગ ખુલ્લો બદામી અને રાખોળો હતો, તથા જગેજગ કાળા તથા શફેદ ઝીણા પટાથી તેનો દેખાવ બહુ ડર પેદા કરે એવો લાગતો હતો.

"મનુ, હીંમત રાખ!" સુંદરરાવે ફરીથી સુચના આપી. "ખરી બહાદુરી બતાવવાનો વખત એજ છે."

પણ મનોરમાના ટેટાં આ વખતે થરથર ધુજતાં હતાં તેણીએ ઘણી ઘણી કોશેષ કરી કે આગળ વધી સર્પની ફેંણ પકડી લે, પણ તેનાં પગ જાણે જમીન જોડે જોડાઈ ગયા હોય તેમ તેણીને લાગ્યું!

"પિતાજી! મારી મદદે આવો! મારૂં કદમ

આગળ ચાલી શકતું નથી!" અને બેઉ હાથ જોડેલા રાખેલી સ્થીતિમાં મનુએ સુંદરરાવની મદદ માગી. "જલદી આવો!—નહીં તો હું અહીં મુર્છા ખાઇ પડીશ—મારી હીંમત રહેતી નથી!"

મનોરમાના આ શબ્દો સાંભળતાંજ શાસ્ત્રીબાવા અને મનહરરાવ બન્ને તેની મદદે દોડયા, પણ તેમને પોતા ભણી આવતા જોઇ પેલો સર્પ ઉછળીને વધુ ને વધુ પુંફાડા મારવા પડયો. તે પોતાના ફેંણુ હીલવી ઇશારતથી જાણે એમ કહેવા માંગતો હતો કે "ખબરદાર, તમો દુર રહેજો-તમોથી અહીં અવાય નહીં."

આ દેખાવપર સૌથી પહેલી નજર મનહરરાવની પડી. તેણે શાસ્ત્રીબાવાનો હાથ ઝાલી એકદમ અરધે રસ્તેજ તેમને આગળ વધતા અટકાવી પાડ્યા,

"સબર કરો! પિતાજી! આપણાથી ન જવાય! નાગરાજ પોતાની ફેણુ હલાવી 'ના' પાડે છે! જુઓ! તમારાં ખાત્રી કરો!"

અને ખરેખર તેમજ હતું. તે નાગ ઉત્તરથી દક્ષિણુ તરફ ડોલાં ખાતો હોય તેમ પોતાની ફેણુ હીલવી તેમને નજદીક આવવાની 'ના' પાડી જાણે મનાઇ ફરમાવતો હતો!

"ઓ મનુ! તું નાહીંમત ના થા! અમે તને મદદ આપી શકતા નથી. નાગરાજ ના પાડે છે!"

સુંદરરાવે મોટા શાદે મનોરમાને કહ્યું અને તે રૂપાળી કન્યાએ એક તડાકે જોઇ લીધું કે તે વાત ખરી હતી!

"ઈશ્વરને યાદ કરી આગળ વધ, મનોરમા!" હવે મનહરરાવની વારી આવી.

પણ હું આગળ કેમ વધું! મારાં ધ્રુજરા ભાંગતા નથી."

મનોરમાના આ શબ્દો સાંભળી હવે આનંદી-બાઇની ધીરજ રહી નહીં તેણી એકદમ પોતાના પતિ-પુત્ર ઉભા હતા ત્યાં ધસી આવી મનોરમાને હીંમત આપવા લાગી.

"મરવાનું એકજ વખત છે, મનુ! તારૂં મોત આ બ્હાને હશે તો તે ચુકવાનું નથી અને નહીં હશે તો આવવાનું નથી."

"અરે છોકરી!-છોકરી! એમ સાવજ જેવી ઉભી રહી વખત કાં ગાળે છે? હજી આપણુને ઘણું કામ કરવાનું છે, ચાલ વેગ, વેહેલ્ડી! શું તને ઈશ્વરપર આસ્થા નથી?

ઇશ્વરપર આસ્થા નથી?" આ શબ્દ સાંભળતાંજ મનોરમાને કાંઇ અજબ હીંમત આવી ગઇ. તેણીનાં ધ્રુજરાં તેજ પળે સમી ગયાં. તે યુવાન કુમારીકા એક-દમ વાંકી વળી અને બે ચાર કદમ આગળ ભરી "હે પરમાત્મા! તું મારો રક્ષક!" એમ બોલતાંની સાથેજ ઝડપથી તે સર્પની ફેંણુ એક ઝપાટે પકડી પાડી!

જેમ એક બકરાંનો કાન પકડયા બરાબર તે તાબે થઈ જાય છે, તેમ પેલો સર્પ પોતાની ડોક નમાવી દઇ ઝટ શરણાંગત થઇ ગયો!

હવે મનોરમાને હીંમત આવી. તેણીએ જોઇ લીધું કે હવે તે તમામ સલામત હતી!

નાગરાજને તેણીએ ગળાંમાંથી પકડયો હતો. પકડતાંવાર તે પોતાનું ફુંફાવાનું વીસરી ગયો અને એક પાળેલું તાબેદાર જાનવર હોય તેમ જરાએ હાલ્યા-ચાલ્યા વગર તે શાંતપણે તેણીનાં કબજામાં ગયો!

જમણે હાથે ગળું પકડી ડાબા હાથે મનોરમાએ તેનાં માથાંમાં ભોકાયલો કાંટો પ્રથમ વાંકી વળી તપાસ્યો અને પછી તુરતજ તે હળવે રહીને ખેંચી કાઢયો!

તે એક લાંબો અને અણીદાર મોટો કાંટો હતો! તે ખેંચી કાઢયા બરાબર તેમાંથી લોહી-પરૂનો રગડો બાહાર આવ્યો. કાંટો પોતાની સાડીનાં છેડામાં એક ટાંચણી મીસાલ ખોસી દઇ મનોરમાએ હવે બન્ને હાથે તે સર્પની ગરદનનાં ભાગપર દબાણ મેલી તેમાંથી રસી-પરૂ બાહેર કાઢવા માંડયું. આમ કરતાં તેણીને ઘણી મુશ્કેલી પડી. સર્પનાં જીવને ઇજા ન થાય તે તેણીને તપાસવું હતું, તેમજ, રસી-પરૂ દર્દી જગ્યામાં જરાએ રેહેવા ન પામે એ પણ સંભાળવાનું હોવાથી તેણીની મુશ્કેલી બેવડા પ્રકારની હતી. તેણીના બન્ને

હાથો હથેલી સુધી ખરડાઇ ગયા હતા. ખાસ્સી પંદર મીનીટ સુધી દાબી દાબીને તેણીએ તે દરદી તત્વ સઘળું બાહેર કાઢયું અને પછી તે જખમ પાણીથી ધોઇ સાફ કરી તે ઉપર ઘાપુરો મેલી સફાઇથી પાટો બાંધી લીધો.

આ વખતે નાગરાજનો દેખાવ જોવાજોગ થઇ પડયો. જાણે ગળામાં એક ફાંકડો સફેદ "કોલર" પેહેર્યો હોય એવો આબાદ દેખાવ દેખાતો હતો!

## પ્રકરણ ૧૭ મું.

### ફત્તેહ!—મનોરમાને મળેલો ખલકનો ખજાનો!

પાટો બાંધી મનોરમાએ નાગરાજનાં મસ્તકપર કંકુનો એક ટીલો કર્યો અને પડોસમાં પડેલા એક ન્હાના પથ્થરપર નાળીયેર ફોડી તેમાનું પાણી તે ગોલ કુંડાળાંની ફરતે છાંટયું. આટલી ક્રિયા પુરી થવા પછી તેણીએ બન્ને હાથ જોડી તે નાગરાજને નમીને નમસ્કાર કર્યા. તેણીને આમ કરતી જોઇ સુંદરરાવ, આનંદીબાઇ તથા મનહરરાવે પણ પોતે જ્યાં ઉભેલાં હતાં ત્યાંથી નમન કર્યું.

હવે પેલા સર્પની આભાર માનવાની વારી આવી. એક માણસ પોતાનું માથું નમાવી પોતાપર થયેલા ઉપકારનું હેશાન દર્શાવતો હોય તેમ તે નાગરાજે

પોતાનું સર નમાવી છેક જમીનપર મેલ્યું અને તે મોહક કુમારીકાએ આટલી તસ્દી લઇ એક જીવલેણ થઈ પડનારાં દરદથી તેને મુકતી બક્ષી તે બાબે અંતઃકરણથી આભાર માનતો હોય તેવો દેખાવ કીધો. મનોરમા તેનો હેતુ ઝટ સમજી ગઈ. તેણીએ તુરત વાંકી વળી તે નાગરાજનું માથું જમીનપરથી ઉંચકી લઇ પાછું ખડું કર્યું અને હાથ જોડી તેનાં આશિષ માગ્યા.

જાણે તેણી શું કહેવા માંગતી હતી તે પોતે ઝટ સમજી ગયો હોય તેમ તે કદાવર કદનો સર્પ તેણીનાં માથાં સુધી ઉભો થયો અને તે સુંદર કુમારીકાનાં સરપર પોતાની ફેંણનો છાંયો મુકી કાંઈ આશિષ આપતો હોય એમ જણાયો! આ વખતે તેની ત્રણધારી લાલ જીભ બાહેર નીકળી અગ્નિનાં ચમકારા પેઠે ચમક ચમક થતી હતી. પછી તે સર્પરાજ તેણીનાં ગળાં આસપાસ વીંટળાઇ જાણે એક પિતા પોતાની પુત્રીને પ્યાર કરતો હોય તેમ આનંદી આવભાવ બતાવવા લાગ્યો. આ વખતે મનોરમા જરાએ બીધી નહીં. હવે તેણીની તમામ દહેશત ભાગી ગઇ હતી!

એ પછી નાગરાજ છુટા થયા અને પેલા ગુપ્ત ધનનો કબજો મનોરમાને સ્વાધીન કરતા હોય તેમ કઇ જગ્યામાં ધન દાટેલું છે તેનો તેણીને ખ્યાલ મળવા માટે પેલા લાલ પથ્થરની આસપાસ એક ગોળ ચકરાવો

ફરી તે જગ્યા બતાવી અને ફરી એકવાર ફેણ નમાવી હેશાન માન્ય કરી ઝડફ બંધ દક્ષિણ દિશા તરફ ગુમ થઇ ગયો !

" ફત્તેહ-ફત્તેહ-!-મનુ, આપણી ફત્તેહ થઇ ! તે પરમાત્માએ આજે આપણું જન્મોજન્મનુ કલ્યાણ કર્યું ! ચાલ બેટા મનહરરાવ ! આ લાલ પથરો પાહરઇ લઇ ઉખળી કહાડ !" અને એમ બોલી તે બેઉ બાપ-બેટા તે જગ્યા ખણવા મંડી ગયા. પેલો લાલ પથરો જેટલો બહાર દેખાતો હતો તેથી બેવડો જમીનમાં ઉતારેલો હતો. પાંચ દશ મીનીટમાં તે પથરાને તેઓએ બહાર ખેંચી કાઢયો અને ભારે હર્ષ સાથે સુંદરરાવ શાસ્ત્રીને તેમાથી એક ત્રાંબાનો મોટો ચરૂ મળી આવ્યો !

"બસ ! હવે હાલતુરત વધુ શ્રમ ખેંચવાની જરૂર નથી. આ ચરૂમાંથી થોડુંક ધન કાઢી લઇ આ જગ્યા પર આ અસલ પથરો આપણે પાછો સરખો કરી મેલીશું." સુંદરરાવ બોલ્યા. " જયારે આપણે ઠરીઠામ થઇશું ત્યારે નિરાંતે એક દહાડે આવી આ સઘળું ધન લઇ જઇશું."

પેલા ચરૂને એક ત્રાંબાનું ઢાંકણુ ઢાંકેલું હતું. બન્ને બાપ બેટાએ જોર વાપરી કાંઇક મુશકેલી પછી તે ઉંઘાડયું અને તેઓએ તેમાં જોયું તો કીમતી હીરા-મોતી-માણેક અને રત્નોથી તે ચરૂ ચીકાર ભરેલો હતો !

"હે પરમેશ્વર! આ એકજ ચરૂમાં આટલું બધું અખુટ ધન ભરેલું છે તો બીજા ચાર ચરૂમાં કેટલું હશે?" અહીં આવ. મનુ, આ ધન તારૂં છે. અમારો તેપર હક્ક નથી માટે એને સૌથી પહેલો હાથ તેં લગાડવો જોઈએ. સુંદરરાવ શાસ્ત્રીએ મનોરમાને મોટાઈ આપતાં વાજબી ન્યાય કર્યો.

"પિતાજી! આમ બોલશો નહીં. આ ધન મારૂં છે અને તમારૂં શું નથી? આપણે કાંઇ જુદાં છીએ? પરમાત્માએ આપણુ ચારેનું કલ્યાણ કર્યું છે. એપર મારો એકલીનો હક્ક નથી."

"નહીં એની એકલી માલેક તુંજ છે, બેટા. સ્વપ્નું તનેજ આવ્યું છે, આવો જીવ સટોસટ સાહાસ તેંજ ખેડયો છે—નાગરાજે આ ધન તારેજ માટે છે એમ ખુલ્લું કહ્યું છે, ત્યારે તે અમારૂં કેમ કહેવાય? ખરી વાત છે કે આપણે જુદાં નથી, પણ આ ધન મેળવનાર તો તું ભાગ્યશાળી પુણ્યવાન પુત્રી પોતેજ છે!

આપણી સાત તો શું પણ સાતસેં પેઢી સુધી આ અખુટ દ્રવ્ય ખુટતાં ખુટવાનું નથી. ચાલ બેટા, પ્રથમ મંગળ મુહુર્ત તારા પનોતા હાથે કર, કે આપણુને આ અથાગ ધન જયકારી થાય! જય જય શ્રી કૃષ્ણ! જય જય ભગવાન! જય જય તુળજા ભવાની!"

પિતાની આજ્ઞાનો અંગિકાર કરી મનોરમા હસ્તે

મુંખડે તે ચરૂ પાસે ગઇ અને સાતવાર તેની પ્રદક્ષિણા ફરી, પગે પડી એક ટોપલામાં બેઉ હાથનાં ખોબા ભરી ભરીને હીરા-મોતી-માણેક અને રત્નો પેલા ચરૂમાંથી બાહેર કાઢયાં ! તે એકજ ટોપલામાં લાખો રૂપીયાનું દ્રવ્ય સમાયલું હતું, જયારે પેલો ચરૂ તો હજી ગળાં સુધી જેવો ને તેવો ભરેલો હતો !

"પિતાજી ! આ બધું દ્રવ્ય આપણે કયાં મેલીશું?" મનોરમા પિતાને પુછવા પડી. "આ એકજ ટોપલો હાલ તુરત આપણને સાચવવો ભારી થઇ પડશે."

"ખરૂં છે, બેટા, તુરતવેળા આપણે વધુ જોખમ ખેડીશું નહીં." સુંદરરાવ બોલ્યા. ચાલ દીકરા મનહર, આ ચરૂપર ઢાંકણુ ઢાંક અને પાછો પેલો લાલ પથ્થર અસલ જગ્યાપર બેશાડી દઇ મટોડી પુરી નાખ !"

મનહરરાવ ઝટ તે કામપર મંડી ગયો અને તે જગ્યા પાછી અસલ જેવી કરી મેલી. તે સાંજે ત્યાંથી કાઢેલો જે કચરો તેઓએ પીપળાના ઝાડની પેલી કોરે એકઠો કર્યો હતો તે પાછો લાવી તે જગ્યાપર એવો વેરવીખેર કરી નાખ્યો કે ત્યાં ધન દાટેલું છે એવો કોઇ અંજાણ્યા આદમીને કદી વ્હેમ ઉપજવા પામે નહીં.

* * * *



# પ્રકરણ ૧૮ મું.

—:૦:—

## "દુનિયાંથી તમે છુપાવશો, પણ દાતારથી કેમ છુપાવી શકશો ?"

બીજે દીને સાંજે સુંદરરાવ શાસ્ત્રી સરદાર આનંદરાવને મળવા ગયા, જયાં અચબુચ-નહીં ધારેલી રીતે-પુનાવાળા સરદાર ગોપાળરાવનાં પુત્ર ગોવિંદરાવને બેઠેલો દીઠો. વાંચનારને જણાવવાની જરૂર નથી કે આ તેજ બ્રાહ્મણ ગ્રહસ્થ હતો કે જે શાસ્ત્રીબાવાના ઘર ઉપર નાદેડવાળા બનસીલાલ સાહુકારને નામે જપ્તીનું વોરંટ લઇ આવ્યો હતો. એ તેજ યુવાન પુરૂષ હતો કે જે આપણી મનોહર મનોરમાને જોતાંવાર તેણીનાં પ્રેમનો પરસ્તાર બની જો શાસ્ત્રીબાવા તેણીને તેના જોડે પરણાવી આપવાને કબુલ થાય તો તેમનું તમામ કરજ પોતે ભરપાઈ કરી દેવાને તૈયાર થયો હતો !

"શાસ્ત્રીજી ! મારે આપ કને એક માફી ઇચ્છવી છે." સુંદરરાવને સરદાર આનંદરાવને ત્યાં પધારેલા જોતાંજ ગોવિંદરાવ ઉઠી ઉભો થઈ બન્ને હાથ જોડી બોલી પડયો. "'હુ આપને કહી ગયો હતો કે આઠમે દિવસે હું પાછો ફરીશ' પણ અહીંથી તેજ દીને પુણે ઉપડી જવા પછી મેં મારા પિતાજીને માંદગીને બિછાને પડેલા જોયાથી મારી કબુલાત હું પાળી શકયો

નથી. આપે મને બેવચની ધાર્યો હશે, પણ આ અડચણ મને નહીં હોત તો હું મારો શબ્દ પાળ્યા વિના રહત નહીં. એકને બદલે બે અઠવાડીયાં પસાર થઇ ગયાં છે અને તે માટે હુ આપની માફી ચાહુ છું."

"ગોવિંદરાવ! માફી શી ને વાત શી? જો તમારી કાંઈ ભુલ થઈ હોય તો મારી નહી પણ પરમેશ્વરની માફી ઇચ્છો!" સુંદરરાવ શાસ્ત્રીએ લાયકીથી ઉત્તર આપ્યો. "એક અઠવાડીયાંમાં આવવાનું આપ પોતે આપની મરજીથી બોલ્યા હશો, તેમાં મારી માફી શી ઇચ્છવાની? મેં કાંઇ આપ ઉપર કે આપનાં પિતાનાં આવવા ઉપર આશા રાખીજ ન હતી. મારી આસ્થા ઇશ્વરપર હતી અને તે પરમાત્માએ બે અઠવાડીયાંમાં મારી પ્રાર્થના કબુલ કરી લજ્જાનું જે રક્ષણ કર્યું છે, એવું આ ધરતીપર કોઇ મનુષ્યનું થાય એવું હુ માનતો નથી! મારે કહેવું જોઇએ કે હું ગર્વથી બોલતો નથી, પણ ઇશ્વરપર રાખેલી આસ્થા કદી મિથ્યા જતી નથી એમ હું કહેવા માંગુંછું. જોકે સરદાર ગોવિંદરાવને હું નામ માત્રથી પિછાણુંછું તોય મને પુછવા દેશો કે આપના માયાળુ પિતાની પ્રકૃતિ હાલમાં કેમ છે? આપ અહીં આવ્યા છો એટલે હું ઉમેદ રાખી શકુંછું કે તેમની તબીયતમાં તફાવત પડયો હશે ઈશ્વર આપનું છત્ર કાયમ રાખો!"

"એવા ભલા આશિષ માટે હું આપનો આભારી

છું." ગોવિંદરાવ બોલ્યો. "હું ગયો ત્યારે તેમની સ્થીતિ ગંભીર હતી, પણ તે પછી તુર્તજ બીજા-ત્રીજા દિવસથી તબીયત સુધરતી ગઇ અને પરમેશ્વર કૃપાથી હાલ તેઓ પુરતી આરોગ્યતા ધરાવે છે. શાસ્ત્રીજી! આપ સાંભળી ખુશી થશો કે મારા પિતાજી મારી જોડે અહીં આવેલા છે."

"અહીં? અહીં એટલે કયાં?"

"તુળજાપુરમાં."

"શું આ વાત ખરી છે? હું સાંભળીને બહુ ખુસી છું." સુંદરાવ બોલ્યા. સરદાર સાહેબ કયાં ઉતર્યા છે!"

"પુરૂષોત્તમરાવ પેંઢારકરને ત્યાં!"

"ત્યારે તો હું તેમને મળવા આવીશ. હું તેમનો દેણદાર છું તેમને મળવા જવાની મારી સૌથી પેહેલી ફરજ છે."

"શાસ્ત્રીજી આમ બોલશો નહીં. આપ અમારા દેણદાર છો આ શબ્દ આપ ફરીથી કૃપા કરી કદી વાપરશો નહીં."

"કાં નહીં? શું હું ખોટું કહું છું? મેં મારા મૈયત પિતાના કરજનાં પેટામાં આપને આપેલી મારી માયા પુંજી કે મીલકત પુરતી હતી? તે આંપ્યા છતાં હું મોટી રકમનો આપનો દેણદાર છું એટલે ખરૂં બોલવામાં હરકત શી છે?"

" નહીં, આપનું એ બોલવું મારા કાનને કઠોર લાગે છે. "

"ના, મારૂં બોલવું ભલે આપનાં કાનને કઠોર હોય, પણ મારાં અંતઃકરણને તે મધુર અને મીઠું લાગે છે. સાચી વાતનો સ્વીકાર કરવો એ સાચા ગૃહસ્થનું લક્ષણ છે."

શાસ્ત્રીબાવા અને ગોવિંદરાવ વચ્ચે ચાલતી આ વાત સરદાર આનંદરાવ શબ્દેશબ્દ સાંભળતા હતા. હજી તો શાસ્ત્રીજી તેમને જઇ મળ્યા ન હતા, તેટલાં ગોવિંદરાવની અચબુચ ભેટ થઇ જવાથી આ સંભાષણ થવા પામ્યું હતું. હવે સુંદરરાવ શાસ્ત્રી સરદાર આનંદરાવ આગળ ગયા. આનંદરાવ તેમને નજદીક આવતા જોઇ ઉઠી ઉભા થયા અને માન સહિત મળી-ભેટી ખેર આફીયત પુછી પોતાની જોડજોડ ઓંહોંસ કરી બેશાડયા.

"મેં હમણાંજ સાભળ્યું છે કે પુણાવાળા સરદાર ગોપાળરાવ તુળજાપુરમાં પધાર્યા છે." શાસ્ત્રીબાવા બોલ્યા.

"હા, હું આ ખબર આપને આપવાનો હતો, એટલાં મેં આપને અહીં આવતા દીઠા." સરદાર આનંદરાવ બોલ્યા. "કયાં ગયો એમનો પુત્ર ગોવિંદરાવ? એ હમણાં તો આપ જોડે વાતે વળગ્યો હતો.

"ગોવિંદરાવ મારી જોડે વાત કરી આ તરફ ગયા." શાસ્ત્રીજીએ દક્ષિણ બાજુએ આંગળી બતાવી ઉત્તર આપ્યો.

"કદાચ એ આપને જોઇ આપણુને બન્નેને વાત કરવાની તક આપવા માટે બાહેર નીકળી ગયો હશે."

"હું પણુ એમજ ધારૂં છું."

"એ તો હવે થયું, પણુ શાસ્ત્રીજી, સરદાર ગોપાળરાવ છેક તુળજાપુર સુધી ચાલી ચલાવીને આવી લાગ્યા છે તો આ તકનો લાભ લઇ હું આપ તરફથી મધ્યસ્થ પડી આપના લેહણુા-દેણુાનો નિકાલ કઢાવવા ઇચ્છું છું." સરદાર આનંદરાવે પોતાનો ભલો હેતું કહી સંભળાવ્યો. "પણુ મારી મુશ્કેલી કાંઇ વિચિત્ર છે. એવા દાખલાઓમાં વચ્ચે પડનારને લેણુદારને સમજાવવાની મુશ્કેલી પડે છે. પણુ અહીં તો દેણુદારની સમજુતી કેમ કરવી એ મારે માટે એક મહાભારત પ્રશ્ન થઇ પડયોછે!"

સરદાર સાહેબ શું કહેવા માગતા હતા તે સુંદરરાવ શાસ્ત્રી તુરત ચેતી ગયા. તેવણુ કાંઇક હસીને બોલ્યા "મારા મહેરબાન દેણુદાર હું પોતે છું અને આપની શી આજ્ઞા છે તે સાંભળવાને હું કદી ના પાડવાનો નથી."

"તમે સાંભળવાને તો ના પાડનાર નથી, પણુ માનવાને જરૂર ના પાડવાના એ હું જાણું છુંની!" સરદારે હસીને ઉત્તર આપ્યો.

"સરદાર સાહેબ, હું શું કરૂં નિરૂપાય છું!"

"મારો વિચાર એમ છે કે સરદાર ગોપાળરાવને કહી આપનું તમામ એસ્ટેટ આપને પાંછું અપાવવું."

"તે કેવી રીતે?"

" કેવી રીતે એમ પુછશો નહીં. ગમે તે રીતે હું તે પાછું અપાવીશ. આપવું-લેવું મારે હસ્તક રહેશે. આપને કોઇ પુછવાનું નથી અને આ વાત તમે, હું અને સરદાર ગોપાળરાવ સીવાય ચોથું કોઇ જાણુવા પામવાનું નથી."

"આપ ભુલો છો, સરદાર સાહેબ, આપ ભુલ કરો છો!" શાસ્ત્રીજી બહુજ નમ્ર અવાજે ધીમેથી બોલ્યા.

"ભુલ? શેની ભુલ એમાં ભુલ શી આવી?"

" પહેલા નંબરની ભુલ! આપ કહો છો કે 'આ વાત તમે હું અને સરદાર ગોપાળરાવ સિવાય ચોથું કોઇ જાણુવાનું નથી.' ખરૂં કે?"

હા—તદ્દન ખરી વાત છે! સરદાર આનંદરાવ પોતાની તમામ ભોળાઇથી બોલ્યા. "આપણે ત્રણ સિવાય ચોથું કોઇ નહીં!"

" કોઇ નહીં?"

" કોઇજ નહીં!"

" ત્યારે ઉપર બેઠેલો પરમાત્મા? શું તે પણ જાણુવાનો નથી! સરદાર સાહેબ, એ શું બોલો છો? કયો વિચાર-કયું વર્તન-કયું કર્મ તેનાથી છુપ્યું છે કે આ વાત છુપી રહેશે? અરે! ત્યારે તો ઇશ્વ-રની હસ્તી જેવું જાણે આપણે કંઇ જાણુતાજ નથી!

સરદાર આનંદરાવનું કોઠું જોવાજોગ થઇ પડયું!

એક પળ "આ સુંદરરાવ શાસ્ત્રી શું કરી રહ્યા છે" એમ વિચારતા તેઓ પુતળાં પેરે ચુપ થઇ ગયા!

"હદ થઈ! શાસ્ત્રીજી!—ખરેજ હવે તો હદ થઇ! સંસાર વ્યવહારનાં કામોમાં પણ ઇશ્વરની આસ્થા——"

"કાં નહીં? ઇશ્વરની આસ્થા સાથી પહેલી! ઉઠતાં, બેસતાં, ખાતા, પીતાં, જાગતાં કે ઉંઘતાં ઇશ્વર કયાં નથી એ મને બતાવો! તે સર્વ શકિતમાન સ્વયંભુ સર્વ વ્યાપક છે. પૃથ્વી પર તો શું, પણ પાતાળનાં પેટામાં પેશી કાંઇ ગુપ્ત કામ આપણે કરીશું, તોય, તે મહાન અન્નદાતાથી છાનું રહેવાનું નથી. શું આ વાત ખોટી છે? તો પછી આપ કહો છો કે આપણે ત્રણ સિવાય ચોથું કોઇ જાણવા પામવાનું નથી? દુનિયાંથી તમે છુપાવશો, પણ દાતારથી કેમ છુપાવી શકશો? સરદાર સાહેબ!"

સરદાર સાહેબ અહીં સદનતર ચુપ થઇ ગયા! તેમનાથી એક શબ્દ વટીક કાઢી શકાયો નહીં.

"આ કોઇ અજબ આદમી છે!" સરદાર આનંદરાવ મન સાથ પટપટયા. "મારી આટલી ઉંમરમાં ઇશ્વર ઉપર એવી દ્રઢ આસ્થા રાખનારો આસામી મેં કોઇ દીઠો નથી! જરા જરામાં ઇશ્વર!—પગલે પગલે પરમેશ્વર!—પળે પળ પરમાત્મા! હદ થઇ! મને તો લાગે છે કે આ સુંદરરાવ શાસ્ત્રી એક ઇનસાન રૂપે

તુળજાપુરની ભુમીમાં સ્વર્ગનો કોઇ દેવતાજ ઉતરેલો છે! મેં ઘણા પવિત્ર પુરૂષો જોયા છે, પણ ગૃહસ્થાશ્રમમાં રહીને સત્ય વર્તનથી વરતનારો એવો એકે આસામી મેં જોયો નથી!"

થોડીક પળ સરદાર સાહેબનાં ગંજાવર શામિયાનામાં ચુપકીદી ફેલાઇ રહી.

## પ્રકરણ ૧૯ મું.

—:•:—

## સરદાર ગોપાળરાવ.

"ત્યારે મારી ઇચ્છા બર આવવી કઠીણ છે." અંતે સરદાર સાહેબ બોલ્યા.

"ઇશ્વરેચ્છા મહા બળિ છે, મહારાજ!"

"તે હું ના પાડતો નથી, પણ આપ આમ જીદ પકડી બેસસો તો એનો છેડો કદી આવનાર નથી."

"છેડો લાવવાનું કામ તે પરમાત્માના હાથમાં છે."

"પણ તમે કોશેષ ન કરો તો પરમાત્મા સ્હાય કેમ થાય?"

"એ બધુ આ મૃત્યુ લોકમાં માની લેવાનું છે. જે કાંઇ કરે છે તે તે મહાન સબળ શકિત પોતેજ કરે છે."

" ત્યારે એમ કહો, શાસ્ત્રીજી, કે સરદાર ગોપાળ રાવ સાથની આ ખટપટનો નીવેડો લાવવાને તમે રાજી નથી."

" ના એમ કોણે કહ્યું ? સામો હું રાજી છું."

" કેવી રીતે ?"

" એમનું મારાપર જે કાંઈ નીકળતું હોય તે પૈએ પૈ આપી દઇને હુ મારૂં એસ્ટેટ પાછું મારે હવાલે લેવા ઇચ્છું છું."

"અરે ! પણ એટલી રકમ આપ કયાંથી લાવશો ?"

તેનું સૌ થઈ રહેશે. પરમાત્મા મોટો છે.'

"પરમાત્મા મારા પર કયારનાં પ્રસન્ન થઇ ચુકયા છે. સરદાર ગોપાળરાવને ધીરજ ધરાવવાની જરૂર હવે રહી નથી.

" એટલે-એટલે? શું એમને વ્યાજ સિકકે પૈએ પૈ ભરપાઇ કરવા જેટલો અવેજ આપ કને આ ઘડીએ તઇયાર છે ?'

" હા."

" શાસ્ત્રીજી ! આપ શુધ્ધિમાં છો કે ? દુઃખના બોજાથી આપ કાંઇ ચિત્ત ભ્રમિત તો નથી થયા ?"

" મહારાજ, હું પુરતો સાવધ છું. મારૂં માથું બરાબર ઠેકાણે છે. ઇશ્વર કૃપાથી હું અસલ હતો તેવો આજે છું. મારી મનોવૃત્તિમાં લેશ માત્ર ફરક પડયો નથી !"

"આજથી સત્તર દિવસની વાતપર આપને હુ પેલાં વડ-વૃક્ષ હેઠળ મળ્યો, ત્યારે આપ પોતે કેહતા હતા કે આપ એક કોડી વગરનાં કંગાળ બની ગયા છો અને આજે આપ કહો છો કે સરદાર ગોપાળરાવને તેમનું જે કાંઇ નીકલતું હોય તે દોકડે યા એકે ચુકવી આપવાને આપ શકિતવાન છો!"

"તદન સાચી વાત છે." શાસ્ત્રીજીએ ટાહુકો પુર્યો.

એક પખવાડિયાંમાં આ ફેરફાર અચબુચ કેમ થઇ ગયો? આપ કોઇનો આશ્રય તો લેતા ન હતા ત્યારે આટલું દ્રવ્ય આપ કને કયાંથી આવ્યું?"

"પરમાત્માને ત્યાંથી!"

"નહીં શાસ્ત્રીજી! મને સીધે સીધું કહો, આ દ્રવ્ય આપને કોણે આપ્યું?"

"પરમાત્માએ!"

"શું પરમાત્મા ઘર બેઠાં આપવા આવ્યા હતા?

"હા, ઘર બેઠઠાં સાક્ષાત પરમાત્મા પોતેજ આપી ગયા!"

"મને સમજ પડતી નથી, એ કેમ બને?"

"મહારાજ! એ સમજ આપને પડવાની નથી, અને હું માગી લઉં છું કે તે જાણુવાની આપ સાહેબે કોશેષ પણ કરવી નહીં. હું આપને એ ભેદ કહી શકીશ નહીં, માટે કૃપા કરી એ વિષે મને હવે વધું પુછશો નહિં. હુ આજે આપની સેવામાં એટલાજ માટે

આવ્યો છું કે સરદાર ગોપાળરાવ જોડે આપને મિત્રતા છે, તો એમને કહી મારી માલ-મીલકત, એમનું જે કાંઇ મારાપર નીકલતું હોય તે દોકડે પાય કે ચુકવી લઇ, મને પાછી અપાવવી. હું તો આપ કને એ વિષે એમનાપર પુણે પત્ર લખાવવા ઇચ્છતો હતો, પણ અહીં આવ્યા પછી ગોવિંદરાવથી મેં હમણાજ સાંભળ્યું છે કે સરદાર સાહેબ નદ તુળજાપુર આવેલા છે. આ એક સુભાગ્યવાન સંજોગ છે, જેનો હું આપની મારફતે લાભ લેવા ઇચ્છું છું. હું આપને તસદી ન આપત પણ સરદાર ગોપાળરાવને હું માત્ર નામથી ઓળખું છું. એમની જાતિ-પિછાનનું મને માન નથી, માટેજ આપને વચ્ચે નાખવા ઇચ્છું છું.

"સરદાર ગોપાળરાવ આજે મારી મુલાકાતે આવનાર છે." સરદાર આનંદરાવ બોલ્યા. "જે વખત જાય છે તેમાં તેઓ અહીં આવી પુગશે. તેમનો પુત્ર ગોવિંદરાવ તેજ પેગામ કહેવા મારી પાસે આવ્યો હતો. મને લાગે છે કે સરદાર સાહેબ છેક પુણેવેરથી ખાસ આપની ભેટ લેવા અને આપના કામનો ફડચો કરવા સારૂજ આવ્યા છે. ઓ, લ્યો ! આયુષ્વનાં લાંબા છે! નામ દેતાંનાં વારમાં આવી લાગ્યા !

સરદાર આનંદરાવ સરદાર ગોપાળરાવને શામિયાનાનાં આગલા દરવાજા સુધી પોતે એસ્તેકબાલ લેવા ગયા. સરદાર જોડે તેમનો પુત્ર ગોવિંદરાવ અને

રસાલાનાં બીજા ૧૫ આસામીઓ હતાં તેઓ સર્વને સરદાર આનંદરાવે હસ્તે ચેહેરે આવકાર આપી તંબુમાં લાવી બેશાડયા.

તે એક અમીરી તોરનો રેશમી શામિયાનો હતો. તેની બનાવટમાં રંગબેરંગી ઉંચી મખમલ અને કીમતી સેટીનનો બહુ છુટે હાથે ઉપ્યોગ કરેલો હતો. વળી સરદાર સાહેબ સુધરેલા વિચારના હોવાથી તે દરબારી શામિયાનાને બરનું કીમતી 'ફરનીચર' અચ્છા ટેસ્ટથી તેમાં ગોઠવેલું હતું. સરદાર ગોપાળરાવને બેઠક આપવા આગમચ સરદાર આનંદરાવે આપણા સુંદરરાવ શાસ્ત્રી જોડે તેમની પીછાન કરાવી. શાસ્ત્રીબાવાને જોઇ સરદાર ગોપાળરાવ ઘણા ખુશી થયા અને પેહેલ્લાજ દેખાવે આપણા શાસ્ત્રીબાવાએ તેમનાં મગજપર એક ઉમદા છાપ પાડયો.

થોડો વખત ખેર-આફીયત પુછાયા પછી સુંદરરાવ શાસ્ત્રી બોલ્યાઃ "મેં હમણાંજ અરધા કલાકપર આપનાં પુત્ર ગોવિંદરાવથી સાંભળ્યું કે આપ સરદાર સાહેબ અમારાં ગરીબડાં તુલજાપુરમાં પધારેલા છો. હું પોતે આપની મુલાકાતે આવનાર હતો, કારણકે હું આપનાં રીણુમાં છું. આપને આવી મળવાની મારી ફરજ છે.

"સુંદરરાવ! કૃપા કરી આમ બોલશો નહીં. હું તુળજાપુર આવ્યો છું તે કાંઇ બીજી મોટી ઉમેદે આવ્યો છું. હું ખુશી છું કે મારા મિત્રને ત્યાં આપનાં

અચબુચ દર્શન મને થઇ ગયાં. મેં આપની વિદ્વતા અને પરમાત્મા ઉપરની અખુટ આસ્થા માટે પુરતું સાંભળ્યું છે. એવા એક પ્રભુ-પ્રીય ગૃહુસ્થને મળવાનો મને આજે જોગ થયો એ મારૂં સુભાગ્ય સમજું છું."

સરદાર અને શાસ્ત્રીજી વચ્ચે ચાલેલી આ વાત-ચીતનું કાંઇ સારૂંજ પરીણામ આવવાની ઉમેદ રાખી સરદાર આનંદરાવે ગોવિંદરાવને એક ગુપ્ત ઇશારત કરી ત્યાંથી ઉઠી જવા કહ્યું. ગોવિંદરાવ ઝટ ચેતી ગયો અને પિતાજી જોડે આવેલા પેલા પંદર મિત્રોને પણ શામિયાનો બતાવવાને બહાને તંબુના અંદરનાં ભાગમાં તેડી ગયો. તેઓ સઘળા ચેતી ગયા કે બન્ને સરદારો અને તેમનાં વૃધ વિદ્વાન મિત્ર વચ્ચે કાંઇ ખાનગી મસલત ચાલવાની હશે.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### "હું આપનાં રીણમાં રહીશ નહીં!"

"સરદાર સાહેબ!" આનંદરાવ બોલ્યા. મારી આપને એક વિનંતિ છે. શાસ્ત્રીબાવા સાથનાં આપના માગતાં-લેહેણાંનો ફડચો આજ બેઠકે થઇ ગયલો હું જોવા ઇચ્છું છું."

"એ ફડચો કયારનો થઇ ગયો છે, મારા મિત્ર!" સરદાર ગોપાળરાવ બોલ્યા. "એવા એક પુણ્યવાન પુરૂષ તરફથી હું એક પાઇની પણ ઉમેદ રાખતો નથી. મેં ગોવિંદરાવથી સઘળી હકીકત સાંભળ્યા પછી પુણામાંજ એને કહી દીધું હતું કે શાસ્ત્રીબાવાનું જે કાંઇ તેં લીધું હોય તે એમનું એમ એમને પાછું આપી દેવું."

"એમ કરવાનું કંઇ કારણ, સરદાર સાહેબ?" અહીં સુંદરરાવ વચ્ચે પુરાયા.

"કારણ શું હોય? મારી ખુશીની વાત છે! મારે આપ કને એક દમડી લેવી નથી. આપને કહેવાની જરૂર નથી કે ધણીનો કોઇ ધણી નથી."

"ખરી વાત છે, મારા મેહેરબાન! આપ ઘણા માયાળુ છો. આનંદરાવ અને આપ જેવા ઉદાર દિલના સરદારો લાખમાં એક મળવા મુશ્કેલ છે. હું પોતાને ભાગ્યશાળી સમજું છું કે મને અકેક કરતાં બબ્બે હાતમ દિલનાં મિત્રો મળ્યા છે, જેઓ પંડે ખોટ ખમી મને રીણ–મુકત થયલો જોવા ઇચ્છે છે, પણ મારે તે રીતે મોકળો થવું નથી."

"ત્યારે કેવી રીતે?" સરદાર ગોપાળરાવને શાસ્ત્રીજીનો છેલ્લો વાકય સમજ ન પડવાથી પુછ્યું.

"મારાં સ્વ-બળથી—મારા સ્વ-ધનથી મારે આપનું કરજ ફેડી મારૂં એસ્ટેટ પાછું મારે તાબે લેવું છે."

"સુંદરરાવ! વ્યાજ સિકકે મારૂં લ્હેણું અદા

કરી શકવાની હાલતમાં હાલ તમો છો ?"

"હા, હું છું, હું ખોટું બોલીશ નહીં. હું આપની પૈએ પૈ ચુકવી આપવાને તૈયાર છું."

સરદાર ગોપાળરાવ હેરત થઇ ગયા. તેઓએ સરદાર આનંદરાવ તરફ જોયું.

"અમારી વચ્ચે ત્યારથી એજ રીકઝીક ચાલતી હતી. શાસ્ત્રીજી સમજતા નથી. મારી માગણી પણ અનેકવાર ના પાડી છે." સરદાર આનંદરાવ બોલ્યા. "તમે છો ને એઓ છે—હું પ્રયત્ન કરીને ધરાઇ ગયોછું."

"શાસ્ત્રીજી ! હું સમજી નથી શકતો કે જ્યારે આજથી સત્તર દિવસની વાતપર મારો પુત્ર ગોવિંદરાવ આપનાં ઘરપર જપ્તી લાવ્યો, ત્યારેજ તમે વ્યાજ સિકકે મારૂં લ્હેણું ભરપાઈ કાં ન કર્યું?"

"તે વખ્તે મારી કને તેટલું દ્રવ્ય ન હતું."

"અને આજે ?"

"આજે છે."

"એક પખવાડીયાંમાં આટલી ગંજાવર રકમ તમને કોણે આપી ?"

"મારા પરમાત્માએ !"

"ઇશ્વર તો સૌનો દાતા છે, પણ આમ અચબુચ આટલી ભારી રકમ તમે મેળવી શકયા એ કયાંથી ?

"ઇશ્વરને ત્યાંથી !"

"જ્યાં છે ત્યાં તમોએ કોઇ મોટા સાહુકારની

પેહડીપરથી નાણું ઉપાડયાં છે, પણ મહારાજ, એ નાણું પાછાં અદા કરતાં મોટાં વ્યાજમાં તમે વધુ ને વધુ ગુંચવાઇ જશો, માટે મારી સલ્લાહ માની જાણે કંઈ બન્યું ન હોય એમ સમજી આપ આપના મકાનમાં જઇ રહો. મારે આપ કનેથી એક બદામ લેવી નથી.

"નહીં કેમ લો? હું આપનાં રીણમાં રહીશ નહીં. તે રકમ વ્યાજ સિકકે આપને લેવીજ પડશે. જ્યાં સુધી આપનું દોકડે પાય હું ચુકવીશ નહીં ત્યાં સુધી મારાં ઘરમાં હું પગ મેલનાર નથી, કારણકે જ્યાં સુધી હું આપનો દેણદાર છું ત્યાં સુધી એ ઘરબાર કે માલ–મીલકત મારાં કહેવાયજ નહીં! આપ કહોછો કે 'જ્યાં છે ત્યાં તમોએ કોઇ મોટા સાહુકારની પેહડી પેરથી નાણું ઉપાડયાં છે' એના જવાબમાં જણાવીશ કે ખરેજ મેં એક મોટામાં મોટો ને ઉલ્લાં દિલનો સાહુકાર શોધી કાઢયો છે. મારો સાહુકાર એટલો મોટો છે કે તેની પંકિતએ પુગે એવો દુનિયામાં બીજો કોઇ સાહુકાર નથી. વળી મારો સાહુકાર એવો સખી છે કે તે વ્યાજ લેવાને બદલે સામું માગો એટલું વ્યાજ સિકકે નાણું વાળી આપે છે! માટે આપ, કહોછો તેમ 'નાણું પાછાં અદા કરતાં મોટાં વ્યાજમાં વધુ ને વધુ ગુંચવાઈ જવાની, મને જરાએ ધાસ્તી નથી! હવે સરદાર સાહેબ! હું આપને બેઉ હાથ જોડી નમ્ર વિનંતિ કરૂં છું કે તકરારમાં નાહક વખત ન ખોતાં

આપનું જે કાંઇ નીકળતું હોય તે અહીંજ લેઇ લઈ ખુદાને ખાતર મારો છુટકો કરશો." અને આમ કહી શાસ્ત્રીબાવા સુંદરરાવે પોતાનાં ખીસામાંથી એક ન્હાની ડબ્બી કાઢી સરદાર ગોપાળરાવનાં હાથમાં મેલી.

## પ્રકરણ ૨૧ મું.

—:o:—

### "શાસ્ત્રી બાવાને કાંઇ છુપું ધન હાથ લાગ્યું છે!"

સરદારે તે ડબ્બી અને તેમાં શું જોયું? એક મહાન રાજપતિ પણ જોતાં હેરત થઇ જાય એવો એક અતિ અબદાર અને અમુલ્ય મોટો હીરો તેમાં મેલેલો હતો!

"ઓ શાસ્ત્રીજી! આવું ઉમદા નંગ આપ કયાંથી લાવ્યા?" સરદાર ગોપાળરાવ તે કદાવર કદનો હીરો જોતાંજ છક્ક થઈ જઇ પુછવા પડયા. "અરે! એ તો કોઈ રાજવંશીને લાયકનો મહા મુલ્યવાન હીરો છે! એ આપના હાથમાં કયાંથી આવ્યો?"

"પરમાત્માને ત્યાંથી!"

"સરદાર સાહેબ! કૃપા કરી તુળજાપુરમાં જે કોઇ નામીચામાં નામીચો ઝવેરી હોય તેને હમણાને હમણા બોલાવી મંગાવશો" સરદાર ગોપાળરાવે સરદાર આનંદરાવને કહ્યું.

"હા, મોટી ખુશીથી." અને તુર્તજ એક નોકરને

હુકમ ફરમાવી સરદાર આનંદરાવે રતનચંદ ઝવેરીને તાકીદે બોલાવી લાવવા દોડાવ્યો.

"મારે આપ જોડે કાંઇ ખાનગી વાત કરવી છે" ગોપાળરાવે આનંદરાવને કહ્યું અને શાસ્ત્રીજીને ત્યાંજ બેઠેલા રાખી તેઓ શામિયાનાનાં અંદરનાં ઓરડામાં ગયા.

"ખરૂં કહો, દોસ્ત, આ હીરો તમારો છે ?" સરદાર ગોપાળરાવે અંદર ગયા બરાબર સરદાર આનંદરાવને સવાલ કીધો.

"નહી ! હું તમારી સાથ કદી પડદો રાખીશ નહીં. શાસ્ત્રીજી આ અમુલ્ય હીરો કયાંથી લાવ્યા તે હું બીલકુલ જાણુતો નથી." આનંદરાવે ઉત્તર આપ્યો.

"કેવું અજબ જેવું ! ત્યારે આ હીરો સુંદરરાવના કબજામાં કયાંથી આવ્યો હશે ?"

"હું કહી શકતો નથી."

"તુળજાપુરમાં એમનો કોઇ બીજો શ્રીમંત મિત્રછે?"

"આખું તુળજાપુર એમનું મિત્ર છે ! પણ હું નહીં ધારતો કે આપનું કરજ ફેડવા માટે આ ગૃહસ્થે કોઇનો આશ્રય લીધો હોય !

"ત્યારે આ હીરો એમની પાસે આવ્યો કયાંથી?"

"એજ એક બીકટ પ્રશ્ન છે ! સરદાર આનંદરાવે કહ્યું" ગમે ત્યાંથી એ હીરો એમને મળ્યો હોય, પણ આટલી વાતતો હું વિશ્વાસથી માનુંછું કે સુંદરરાવ કોઇની મદદ માગવા જાય એ વાત બનવાજોગ નથી.

જો તેઓ પારકી મદદ સ્વિકારવાના હોત તો તમારી અને મારી તરફની ઉદાર માગણીનો અસ્વિકાર કરત નહીં. વળી બીજું વિચારવાનું એ છે કે આપ તો આજે આવ્યા છો પણ જે દિવસે આપ તરફની જપ્તી આવી અને શાસ્ત્રીજી ઘર છોડી ગામની બાહેર વડ-વૃક્ષ હેઠળ વાસો લેવા ગયા તેજ દિવસે મેં પોતે તેમના ઉતારા પર જઇ તેમનું તમામ કરજ ભરપાઇ કરવાની કરેલી માગણી તેઓએ આભાર સહિત ના પાડી હતી. હવે કહો, એવા સત્યશીળ ગૃહસ્થને તમે કેમ સમજાવશો? એને બદલે બેહતર રસ્તો હવે એજ છે કે એમની મરજી મુજબ તમે તમારૂં લ્હેણું વ્યાજ સિકકે લઇ લઇ એમની માલ મીલકત એમને પાછી આપો!"

"પણ તેમની માલ-મીલકત અમે કયાં કબજે કરી છે?"

તે તમે ભલે કરી નથી, પણ સુંદરરાવ તેમ સમજે છે, માટે હું કહું છું તેમ કરશો તોજ આ સાધુ પુરૂષ પાછા ગામમાં આવશે, નહીં તો ખુશાલ અહીંથી કોઇ બીજી તરફ ચાલ્યા જશે. ખરૂં કહું છું, ગોપાળરાવ, કે મને એમનું બહુ લાગે છે, પણ કોઇના એ ઉપકારમાં નહીં દબાવાની એમની હદબહાર જીજ્ઞાસાને લીધે મારા પ્રયત્નોમાં હું કેવળ નિષ્ફળ નીવડયો છું. મેં ઘણા માણસો જોયા છે, પણ એવો પુરૂષ મને કદી મળ્યો નથી."

"આપ કહોછો તે બોલેબોલ ખરૂં છે, પણ એમની કને હું વ્યાજ સિકકે કેવી રીતે વસુલ કરી શકું? આ શાસ્ત્રીજી પાસે મારે હજી એક બીજું મોટું કામ કાઢી લેવું છે."

"તે શું?"

"તે એકે એમની પુત્રી મનોરમાપર મારો ગોવિંદરાવ ફીદા થયો છે. આપ જાણોછો કે એ મારો એક પુરો કુળ-દીપક દીકરો છે. એના સુખને માટે મારી તમામ દોલતનો ભોગ આપવો પડે તો તે આપવા હું તઇયાર છું. આનંદરાવ, આ કામમાં તમે મને મદદ કરશો? આપ જોડેની મારી આજની મુલાકાતનો મુળ-હેતુ એજ છે. સુંદરરાવ આપના વર્ષોનાં મિત્ર છે અને મને ઉમેદ છે કે આપનો સુખન એમની કને વ્યર્થ જશે નહીં."

સરદાર આનંદરાવ થોડી પળ ચુપ રહી પછી બોલ્યા. "આપનું કામ તે હું મારૂં પોતાનું કામ સમજુ છું. જો આ કામ આપે બરાબર કરવુંજ હોય તો શાસ્ત્રીજી જોડેનો લેણુ-દેણુનો નીકાલ એમનો સખુન રાખી તમે આજને આજ કરી નાખો. આ સફાઇ જ્યાં સુધી થશે નહીં ત્યાં સુધી આ સાચા ગ્રહસ્થ આપણુને ગાંઠે એમ નથી.

"શું બધી રકમ વ્યાજ સિકકે વસુલ કરૂં?"

"હા, દુનિયાંના દેણદારો પોતાના લેણદાર કને

વ્યાજ છોડાવવા ઇચ્છે છે, પણ આ એક એવો દેણદાર છે કે દોકડે પાએ કે વ્યાજ સિકકે ભરપાઇ કરવાનું સામું હબાણુ કરે છે!

તે બન્ને મિત્રો અહીં ખડખડ હસી પડયા.

"મને લાગે છે કે જ્યા છે ત્યાં શાસ્ત્રીબાવાને કાંઈ છુપું ધન હાથ લાગ્યું છે!" સરદાર ગોપાળરાવે સાબુત અટકળ કીધી. વાંચનાર જોશે કે તે અટકળ બોલેબોલ ખરી હતી.

"છટ-છટ, હું માનતો નથી!" સરદાર આનંદરાવે તે અટકળ હસી કાઢી. "ધન કયાંનું ને વાત કયાંની એમના મરનાર પિતાના વખતનોજ આ હીરો કાં ન હોય?"

"આપનું અનુમાન કેવળ ખોટું છે. તેમ હોય નહીં. જો આ હીરો આજથી સત્તર દીવસપર એમનાં કબજામાં હોત, તો સુંદરરાવ ઘર છોડીને બાહેર પડત એમ તમે માનો છો?"

"ખરી વાત-હું ભુલ્યો-આવો સાચો માણુસ ગાંઠે ગર્થ ધરાવી ખોટો દેખાવ કરે નહીં. વળી ઘડી ભર ધારો કે તેમ કર્યુંએ હોય, તો હાલ માગ્યા વિના આપવા આવે નહીં! આ સંજોગ ખુલ્લુ પુરવાર કરે છે કે આપ કહોછો તેમ આજથી સત્તર દિવસની વાત પર આ હીરો શાસ્ત્રીબાવાનાં કબજામાં હતો નહીં." આનંદરાવે એકરાર કીધો.

"મારી અજાયબી એજ છે કે જો તે વખતે તેમનાં

કબજામાં ન હતો તો આજે આવ્યો ક્યાંથી? તમેજ કહોછો કે સુંદરરાવ કોઇની મદદ લે એવા નથી, તો પછી મારી આગલી અટકળજ ખરી પડવી જોઇયે કે એમને અચણુચ કાંઇ છુપું ધન હાથ લાગ્યું હોય! ઇશ્વરપર અખુટ આસ્થા રાખનારા એવા સત્પુરૂષોને ઇશ્વર ન ચહાય તો કો'ને ચહાય, આનંદરાવ? હું હવે ખાત્રીથી માનુંછું કે સુંદરરાવ શાસ્ત્રીને કોઇ છુપો ખજાનોજ હાથ લાગ્યો છે અને તેથીજ તેઓ અર્થસુચક શબ્દોમાં બોલ્યા છે કે 'મારો સાહુકાર એટલો મોટો છે કે તેની પંકિતએ પુગે એવો આ દુનિયામાં બીજો કોઈ સાહુકાર નથી. તે વ્યાજ લેવાને બદલે સામુ માંગો એટલું વ્યાજ સિકકે નાણું વાળી આપે છે,' વગેરે માર્મિક શબ્દો હજી મારા કાનમાં રમી રહ્યા છે! જે હોય તે ખરૂં, પણ ત્યારે તમારી સલ્લાહ એવીજ છે, આનંદરાવ, કે મેં મારાં લ્હેણાં પેટે એમની મરજી મુજબ વ્યાજ સિકકે વસુલ કરવું?

"હા."

"એમ કીધાથી મારા ગોવિંદરાવની ઉમેદને ભવિષ્યમાં કાંઇ ધોકો તો ન પહોંચે?"

"ના, જરાએ નહીં."

"જો જો હો? ખુબ સંભાળીને તેમ કરજો! ઇશ્વરે મને અખુટ દ્રવ્ય આપેલું છે. એમની કનેથી એક દમડી વટીક લેવાની મારી ઇચ્છા નથી, માટે કહુંછું."

"ના, તે ઇચ્છા તમોએ હાલ બાજુએ મેલવી. પ્રથમ આ લેણદેણનો ફડચો થઇ જશે તો આપનું બીજુ કાર્ય હાથ ધરવાનો માર્ગ નીકળશે. ચાલો, પહેલાં આપણે આજને આજ એનો નીકાલ લાવીયે." અને એમ બોલી સરદાર આનંદરાવ સરદાર ગોપાળરાવને શાસ્ત્રીજી બેઠા હતા ત્યાં લઇ ગયા.

---

## પ્રકરણ ૨૨ મું.

—:•:—

### સતવચની સુંદરરાવ કરજ-મુકત કેમ થયા?

"કેમ રતનચંદ ઝવેરી, શી ખબર છે? આજ આપનું કામ પડયું છે. મારા મિત્ર સરદાર ગોપાળરાવ કને એક હીરો છે. આ હીરો કાંઇ એમને વેચવો નથી, પણ માત્ર અંકાવવો છે. મહેરબાની કરી એની કીંમત આંકી આપો."

"બહુ સારૂ સરદાર સાહેબ! કયાં છે તે હીરો?"

"આ રહયો!" સરદાર ગોપાળરાવનાં હાથમાંથી સરદાર આનંદરાવે તે હીરાની ડબ્બી લઇ રતનચંદ ઝવેરીનાં હાથમાં મેલતાં કહ્યું.

તે એક ફીસબી "હીરા પારખું" હતો. હીરો જોતાંજ તે ચકિત થઇ ગયો અને સરદાર ગોપાળરાવનાં મોહડાં તરફ જોઈ તેઓ ગમે એવા શ્રીમંત છતાં આવો

અમુલ્ય હીરો એમના હાથમાં આવવા પામે એ વિષે જાણે અજાયબ થતો હોય એવો દેખાવ કીધો ! સારૂં થયું કે સરદાર આનંદરાવે હીરાના માલેક તરીકે સરદાર ગોપાળરાવને આગળ કર્યા હતા. તેમને બદલે હીરાના ખરા માલેક સુંદરરાવ શાસ્ત્રીને રજુ કર્યા હોત તો વગર શકે રતનચંદ ઝવેરી તે હીરો શાસ્ત્રીબાવા કોઇ રાજવંશી ઘરાણાંમાંથી "તફડાવી" લાવ્યાનું આળ મેલવા પણ ચુકત નહીં !

"મારી જીંદગીમાં મેં એવું આબદાર ને ઉમદા નંગ આજેજ જોયું છે, સારદાર સાહેબ !" ઝવેરી રતનચંદ ખાસ્સો પા કલાક ગુલાબી રંગના રૂ ઉપર તે હીરાની ચો તરફથી તપાસ લઇ અંતે બોલ્યા. "એ અમુલ્ય વસ્તુનું મુલ કેમ થાય ? મોટા મોટા બાહોશ ઝવેરીઆમાં પણ એવી વખતે મતફેર પડી જાય છે, સાહેબ, મારા જેવાના ત્યાં શા આશરા ?"

"પણ આપનો અંદાજ ?" આનંદરાવે પુછયું.

"આરા અંદાજ મુજબ આ હીરો પાંચ લાખથી ઓછી કીમ્મતનો તો નથીજ ! આપને વેચવો નથી એટલે આટલો અંદાજ પુરતો છે.

"પાંચ લાખ રૂપિયા !"

"હા, મારા સરદાર ! પાંચ લાખ ઉપરનું અમુલ્ય નંગ છે. કોઇ મોટા રાજવંશીને લાયકનું છે. એની ઉપર એક પણ ગોબો—એક પણ ઘસો કે એક પણ

છાંટ નથી ! હું ફરીથી કહુંછું કે એવું ઉમદા નંગ મેં આજેજ દીઠું છે.”

સરદાર આનંદરાવે એક સોના મોહોર કાઢી તે ઝવેરીનાં હાથમાં મેલી અને ઝવેરી રતનચંદ હસ્તે ચેહેરે રવાના થયા.

“સુંદરરાવ ! હવે હું આપને વધુ વખત ખોટી કરવા ઈચ્છતો નથી.” ઝવેરીનાં જવા પછી સરદાર ગોપાળરાવ બોલ્યા. “આપની એવીજ મરજી છે કે તમારા મરહુમ પિતાપર નીકળતું મારૂં લ્હેણું વ્યાજ સિકકે મેં લેવું, તો હું ઘણી દલગીરી સાથે તમારી આ માગણી મંજુર કરૂં છું. પુણામાં માણેકચંદ નામે એક નામાંકિત ઝવેરી છે તે હીરાની આંકણી કરવામાં એકકો છે. તે આ હીરાની જે કીમ્મત આંકશે તે હું આપવાને ખુશી થઇશ. આ શરત આપને કબુલ છે?

“કબુલ !” સુંદરરાવે જવાબ આપ્યો.

“આ હીરો હું મારી જોડે પુણે લઇ જાઉં તો આપને કશી હરકત છે ?

“જરાએ નહીં !”

“આપની ઇચ્છા હોય તો મારી જોડે પુણે આવો ! આપ જેવા પવિત્ર પુરૂષનાં પગલાંથી મારૂં ઘર ખચીત પાવન થશે.”

“નહીં મહારાજ ! માફ કરો ! મને આપ સરદાર સાહેબપર સંપુર્ણ વિશ્વાસ છે. સુખેથી આ હીરો

આપ આપની જોડે લઈ પધારજો-મને લેશ માત્ર અધીરાઇ નથી. મારા ઉપર નીકળતું આપનું લ્હેણું વાળી લઇ બાકીની રકમની સરદાર આનંદરાવને નામની હુંડી મારફતે મોકલી આપજો—એઓ મારા માનવંત મિત્ર મને પહોંચાડશે."

"આપની લાયકી છે, પણ હું મારાં લહેણાંની પહોંચ આજ બેઠકે આપવા ઇચ્છું છું. સરદાર સાહેબ, જરા ખડીયો કલમ ને કાગળ મંગાવશો તથા મારા ગોવીંદરાવને તેડાવશો ?

તુરતજ તે ઇચ્છાપર અમલ કરવામાં આવ્યો. સરદાર ગોપાળરાવનાં હુકમથી ગોવિંદરાવે લ્હેણાંની પોંહોંચ લખી કાઢી અને સ્ટેમ્પ મારી સરદારની સહી લઇ શાસ્ત્રીબાવાને તે દસ્તાવેજ હાથોહાથ હવાલે કર્યો.

સુંદરરાવ તે રીસીટ ખીસ્સામાં મેલી એકદમ ઉભા થયા અને "હે ઇશ્વર! આજે મારા મૈયત પિતાને સરદાર સાહેબનાં રીણુમાંથી મુકત કરવાને તેં મને સામર્થવાન કર્યો તે વિષે કયા શબ્દોમાં તારો પાડ માનુ?" એમ બોલી બન્ને હાથ ઉંચા કરી માથું નમાવી પરમાત્માની પ્રાર્થના કરી અને પછી સરદાર ગોપાળરાવ તરફ ધસી જઇ તેમને પગે લાગતાં બોલ્યા કે "સરદાર સાહેબ! તમે મને આજે તમારાં રીણુમાંથી મુંકત કરી મારાપર મહત્ ઉપકાર કર્યો છે! આજે હું ખરેખરી શાંત ઉંઘથી ઉંઘીશ !"

"અરે અરે, સુંદરરાવ! આપ મારા કરતાં વૃધ છો. આપને એ શોભે નહીં. મેં મારૂં લ્હેણું વ્યાજ સિકકે વસુલ કીધા પછી આપ મારો ઉપકાર શેનો માનો છો?"

શાસ્ત્રીબાવાની આ નમ્રતા જોઇ બેઉ સરદારો તથા ગોવિંદરાવ દંગ થઇ ગયા! થોડીવાર સાધારણ વાત-ચીતમાં ગાળી હવે શાસ્ત્રીબાવા જવા ઉઠયા.

શાસ્ત્રીજી! આ આપની તીજોરીની અને આ આપનાં ઘરબારની ચાવીઓ છે." ગોવિંદરાવ આગળ આવી સુંદરરાવ શાસ્ત્રીને તેમની કુંચીઓ સ્વાધીન કરતાં બોલ્યો. આજથી સત્તર દિવસની વાતપર મારેથી મારી ફરજ બજાવતાં કાંઇ વધું ઓછું બોલાયું હોય તો મને માફ કરજો!"

"નહીં, ગોવિંદરાવ આપે મને કે મારાં કુટુંબને એકે શબ્દ કડવો કહયો નથી. આપ એક ખાનદાની કુળનાં કુળ-દીપક છો. પરમેશ્વર તમને અને તમારાં છત્રને કાયમ રાખે!"

* * * * *



## પ્રકરણ ૨૩ મું.

—:૦.—

### પ્રેમાકર્ષણ

બીજે દીવસે શાસ્ત્રીબાવા અને તેમનો બેટો મનહરરાવ પોતાના મકાને ગયા અને સંખ્યાબંધ મજુરો લગાડી આખું ઘર સાફસુફ કરાવી તેજ સાંજે કુટુંબ સહિત તેમાં આવી વસ્યા. આ ખુશ ખબરથી આખાં તુળજાપુરમાં દરેક ન્હાનાં-મોટામાં ખુશાલી ફેલાઇ રહી. શાસ્ત્રીબાવા તે ન્હાના કસબામાં અતિ લોકપ્રીય હોવાથી સર્વ કોઈ ખુશી થાય એ કુદરતી હતું. પોતાની મુશ્કેલી ટળી જવાની ખુશાલીમાં શાસ્ત્રીબાવાએ આખાં ગામને એક જમણ આપ્યું અને શેઠ કે શાહુકાર, રાય કે રંક, તેમનાં આમંત્રણને માન આપી તેમને ત્યાં જમવા આવ્યા. શાસ્ત્રીબાવાના ઘરની પાછળનો 'કમપોઉન્ડ' બહુ વિશાળ હતો. ત્યાં એક મોટો મંડપ નંખાવી સુંદરરાવે પોતાનો ધારેલો મનોરથ પુર ફતેહ-મંદીથી પુરો કીધો. આ ખાણામાં રસ્તે ભમતાં ભિક્ષુકો વટીકને તેઓ ભુલ્યા ન હતા. હજારો ગરીબોએ તેમાં ઉલટથી ભાગ લીધો. વળી ગરીબોને પેટ ભરતું જમાડવા ઉપ્રાંત દરેકને ત્રણ ત્રણ રૂપીયા અને વસ્ત્રદાનની નવાજેશ કર્યા વિના તેઓ રહ્યા નહી. આ દાન કરવામાં મુખ્ય આગેવાની મનહરરાવ અને મનોરમાની હતી.

આઠ આઠ દીવસ સુધી ગરીબોમાં પુષ્કળ ખેરાત કરી સુંદરરાવ શાસ્ત્રીએ તેમના દુઃખી અંતરડીનાં આશિર્વાદ મેળવવામાં કશી બાકાત રાખી નહીં. કાપડના મોટા વ્યાપારીઓની આખીને આખી દુકાનો ખરીદી લઇ તે તમામ કાપડ ગરીબોને પુર છુટથી વહેંચવામાં આવ્યું. આ પરમાર્થ કાર્યમાં શાસ્ત્રીબાવાને તન-મનથી મદદ કરનાર એક પારકો પુરૂષ પણ હતો, જે કોઇજ નહીં પણ સરદાર ગોપાળરાવનો એક પુરો પુત્ર ગોવિંદરાવ હતો. મનોરમાને પોતાની પ્રીય પરણેતર બનાવવા માટે તે એટલો ઇનતેજાર બન્યો હતો કે પોતાના પિતાની દોલતનો ભોગ આપવો પડે તો તે આપીને પણ તે તેણીને જીતવા માંગતો હતો ? સુંદરરાવ શાસ્ત્રી આગળ તેણે મનોરમા ઉપરની પોતાની ફીદાગીરી પેલી આફતનાં દીવસેજ જાહેર કીધેલી હોવાથી હાલ તે આટલો બધો તેમનાં કુટુંબ જોડે શા માટે પળોટાઇ ગયો હતો તે સમજવાનું તેમને મુશ્કેલ ન હતું. એવો એક સરદાર તેમનો જમાઇ થાય એ સુંદરરાવને ઓછું માનદાયક ન હતું, માટે, ગોવિંદરાવ આ પરમાર્થને બહાંને પોતાને ત્યાં નિત્ય આવતો જતો થયો એ શાસ્ત્રીજીને અણુગમતું થયું ન હતું !

હજી પેલા બન્ને સરદારો આનંદરાવ અને ગોપાળરાવ તુળજાપુરમાંજ પડેલા હતા. જે દીવસે શાસ્ત્રીબાવાના લેણ-દેણનો ફડચો થયો તેની બહારપણે સરદાર

આનંદરાવ શાસ્ત્રીજી આગળ ગોવિંદરાવની ઉમેદવારી રજુ કરનાર હતા, પણ તેટલાં, શાસ્ત્રીબાવા આખાં તુળજાપુરને જમાણુ આપવાનો પરમાર્થ આરંભે છે એમ તેમનાં સાંભળવામાં આવ્યાથી તે કામથી તેઓ ફારેગ થાય ત્યાં સુધી થોભી જવાનું તેઓએ બેહેતર વિચાર્યું હતું. એક લેખે આમ ઢીલ થઈ તેમાં પણ કુદરતના કાંઇ છુપ્યો હાથ હતો, ગોવિંદરાવ, જે પ્રથમ એક અજાણ્યા પુરૂષ તરીકે તેમના સંબંધથી દુર હતો, તે આ પરમાર્થને બાહાને તેમના કુટુંબ સાથ પળોટાવા પામ્યો અને તેનું પરીણામ મનોરમાનાં બાળમાં સુભાગ્યવાન થઇ પડયું.

ગોવિંદરાવ એક ખુબસુરત જવાન હતો. તેની ઉંમર માત્ર ૨૫ વર્ષની હતી. તે એક કેળવાયલો, સદ ગુણી અને સાચવટને ચાહનારો ખાનદાની કુળ-દીપક હતો. પેલી આફતવાળા દીવસેજ મનોરમા તેને જોતાંવાર કોઇ છુપાં ખેંચાણુથી તેની તરફ ખેંચાઈ હતી, પણ તે પછી તેઓપર ગુજરેલી ગીરદેશીથી તે જવાનને તેણી થોડેક દરજ્જે વિસરી ગઇ હતી. હાલ તેણીની સુખી અવસ્થામાં તે મોહક પુરૂષે પાછો દેખાવ દેવાથી પવિત્ર પ્રેમનું તે પહેલું ગુપ્ત પજરણુ હવે તેણીની કોમળ છાતીમાં હળવે હળવે વધુને વધુ પજરવા માંડયું હતું.

મનહરરાવ અને ગોવિંદરાવ એકમેકનાં મિત્ર થઇ પડયા હતા. તેઓ વચ્ચેનો મિત્રભાવ હળવે હળવે

ધાડો થતો જતો હતો અને સુંદરરાવ શાસ્ત્રી તે મામલો જોઇ મનમાંને મનમાં આનંદ પામતા હતા. તેમનાં પત્નિ આનંદીબાઇને પણ ગોવિંદરાવ પોતાને ત્યાં આવતો જતો થયો તે ઘણું ગમતું હતું. "એના કરતાં બીજો કયો સરસ વર મનોરમાને મળી શકે?" એ તેમનાં હૈયાંનો હર્ષ હતો! તે માયાળુ માતા મનોરમાનું ગોવિંદરાવ ભણી ખેંચાણ થયલું જોવાને અંતઃકરણથી ઇચ્છતી હતી. એ વિષે તેણીએ શાસ્ત્રીજી આગળ પોતાની ખાહેશ રજુ કરવાની તક જતી મેલી ન હતી. શાસ્ત્રીજીએ "કુદરત પોતેજ પોતાનું કામ આપ મેળે કરશે" આ જવાબથી તેણીને ઠંડી પાડી હતી એ રીતે સુંદરરાવ શાસ્ત્રીનાં ઘરનો મામલો એક આવતાં સુખદાયક ભવિષ્યનાં ખુલ્લાં ચિન્હો દેખાડી રહયો હતો.

પોતાનાં પરમાર્થ કાર્યમાં સરદાર ગોપાળરાવનાં પુત્ર ગોવિંદરાવે આપેલી મદદથી મનોરમા ઘણી ખુશી થઇ હતી. સુંદરરાવ શાસ્ત્રીએ આખાં તુળજાપુર ગામનું જમણુ આરંભ્યુ ત્યારે ગરીબોને તેમાં ભાગ આપવાની પહેલી સુચના કરનાર મનોરમા પોતે હતી. ગામનું જમણુ તો એકજ દીવસમાં ખલાસ થઇ ગયું પણ ગામનાં ગરીબો અને ભિક્ષુક વર્ગને ખાણાં ઉપરાંત અન્ન દાન અને વસ્ત્રદાન આપવામાં આખા આઠ દીવસ રોકાયા હતા. આ આખું અઠવાડીયું ગોવિંદરાવ જાતે તેમની મદદમાં હતો. આ પ્રસંગે મનોરમાના સંબંધમાં



મનોરમાંનો પુત્ર મમઇના હાથમાં.

આવવાની તેને સોનેરી તક મળી ગઈ હતી. ગોવિંદરાવે જોઇ લીધું કે મનોરમા એક અતિ દયાળુ અને માયાળુ કુમારિકા હતી. ઇંદ્રની અપ્સરા જેવું સૌંદર્ય ધરાવવા ઉપરાંત તેણી એક કોમળ અંતઃકરણ ધરાવતી હતી અને ગરીબો તરફનો અસાધારણ ચાહ તેણીમાં એટલી હદ સુધી ખીલવા પામેલો હતો કે ગોવિંદરાવ તેણીનાં તે ઉમદા સદગુણથી બેવડો ખેંચાયો હતો. હવે તે ઘણો ખરો આખો દિવસ સુંદરરાવ શાસ્ત્રીનાં ઘરમાંજ પુરો કરતો હતો. તેના પિતા સરદાર ગોપાળરાવની તે વિષે તેને કશી રીતની બંધી ન હતી. મનહરરાવ, ગોવિંદરાવ અને મનોરમાની તે પરમાર્થ પુરો થયા પછી જાણે એક ત્રગડી બની ગઈ હતી. મનહરરાવ પણ પામી ગયો હતો કે સરદાર–પુત્ર તેની મનોહર બેહેન મનોરમા તરફ ખુલ્લેખુલ્લો ખેંચાયો હતો અને તેની આવણ–જાવણ જે હવે રોજની અને સાધારણ થઇ પડી હતી તેનો મુળ–ભેદ મનોરમામાં સમાવલો હતો.

---

## પ્રકરણ ૨૪ મું.

### એક "લવ–સીન."

એક દહાડે શાસ્ત્રીબાવા સ્નાન–સંધ્યા તથા સેવા–અર્ચનથી પરવારી આગલા ઓરડામાં પોતાનું માનીતું

વાજિંત્ર "બીન" બજાવતા બેઠા હતા અને સંગીતના એક સુંદર સરોદ સાથ વિનોદ મેળવતા હતા ત્યારે આનંદીબાઇ ઘરના કામકાજથી પરવારી તેમના ઓરડામાં આવી બેઠાં. આ વખતે મનહર, મનોરમા અને ગોવિંદરાવ ઘરના પાછલા ભાગમાં આવેલા મનોરમાના ઓરડામાં પાનાનો એક કાર્ડ લઇ રમત રમતાં હતાં. તે ત્રણે વચ્ચે પરસ્પર એવો મીઠો એખલાસ વસવા પામ્યો હતો કે કોઇ અજાણ્યા જોનારને સહેજમાં અદેખાઇ ઉપજે. પાનાના અનેક દાવ રમ્યા પછી મનહરરાવ આજે જાણી જોઇને તે બન્નેને એકલાં મળવાની તક આપવા માટે એક મિત્રને મળવા જવાનું જરૂરી કારણ બતાવી ત્યાંથી ચાલી ગયો.

ચગરો ગોવિંદરાવ ચેતી ગયો કે મનહરરાવે મિત્રને મળવા જવાનું કહાડેલું બહાનું માત્ર દેખાડવાનું હતું. તે બાહેર ગયો ખરો, પણ શા કારણસર ગયો તે ગોવિંદરાવથી અજાણ્યું રહ્યું નહીં. તે પોતાનાં ભવિષ્યનાં બહેન-બનેવીને એક સુંદર તક આપવાની નેક નિષ્ટાથીજ ઉઠી ગયો હતો એમ એક તરફ ગોવિંદરાવનાં તેમ બીજી તરફ મનોરમાનાં મનમાં લાગ્યા વિના રહ્યું નહીં! એવો એક ભલો અને વિચારવંત ભાઇ ધરાવવા માટે મનોરમા પોતાના મન સાથ મગરૂર થઇ અને એવો એક કદરદાન મિત્ર મેળવવા માટે ગોવિંદરાવ પોતે પણ ઓછો ખુશ થયો નહીં.

મનહરરાવનું અચબુચ ઉઠી જવું તે બન્ને જણા ઝટ પામી ગયાં. મનોરમાનાં ચેહેરાપર રતાશ ચઢી આવ્યો અને ગોવિંદરાવ આજે પોતાને એકાંત તક મળવા માટે મનમાં ઈશ્વરનો આભાર માનવા લાગ્યો.

"કોઈ દહાડે નહીં ને આજે એ અચબુચ અહીંથી ઉઠી કાં ગયો હશે?" મનહરરાવનાં જવા પછી મનોરમા બોલી.

"ડાહ્યાં માણસો હમેશાં ડહાપણજ બતાવે છે, મનોરમા!" ગોવિંદરાવે હસીને ઉત્તર આપ્યો. આ વખતે તેઓ એક ન્હાની, ગોલ ટેબલ આગળ સામોસામ ખુરસીપર બેઠેલાં હતાં. "મનહર જેવો ભલો ભાઇ પોતાની બહેનનું ભલું ન ઇચ્છે તો શું ઇચ્છે?"

"મારા ભાઈ પોતાના મિત્રને મળવા ગયા છે એમાં બહેનનું ભલું ઇચ્છવાનું શું હોય?" મનોરમા તે માર્મિક બોલવું સમજી જવા છતાં વાત ઉડાવી બોલી.

"બેહેનનું ભલું ઇચ્છવાનું હતું તેથીજ તેમને એકાએક પોતાનો કોઈ કલ્પિત મિત્ર યાદ આવી ગયો!"

"તમે શું કહોછો તે હું સમજી શકતી નથી."

"હું એમ કહેવા માગું છું કે મનહરરાવ એક વિચારવંત જુવાનિયો છે. જવાન માણસો પોતાની ઉંમરનાં માણસોની લાગણી ઘણી જલદીથી પીછાણી શકે છે." ગોવિંદરાવ હસતાં હસતાં બોલ્યો.

"હજી મને સમજ પડતી નથી!" મનોરમા જાણી જોઇને અંજાણી થઇ.

"ત્યારે હું હવે ખુલ્લા શબ્દોમાં સમજ પાડીશ. કદાચ એની મરજી એવી કાં ન થઇ હોય કે મારી બેહેન મારી હાજરીમાં મારા મિત્ર જોડે છુટથી વાતચીત કરવાને ઓસકાતી હશે, તેથી તેણીને એક સોનેરી તક આપવી ?"

"ગોવિંદરાવ !" મનોરમા પોતાની સાડીની કોર જોડે રમત રમતી શરમાઇ જતાં બોલી. "જા બા, તમે તો મારા ગરીબ ભાઇની મજાક કરો છે!"

"હું મજાક કરૂં છુ ? નહિં! ખરી વાત તો એ છે કે મનહર પોતે આપણી મજાક કરે છે!"

"નહિ, મારો ભાઇ એવો છેજ નહીં!"

"ત્યારે એ અચબુચ અહીંથી ઉઠી કાં ગયો? એકદમ એને એનો મિત્ર કયાંથી યાદ આવ્યો ?"

"કાંઇ જરૂરનું કામ હશે!"

"ના, હું તો નહિ માનું! એ અહીંથી ઉઠી ગયો એ પોતેજ દેખાડી આપે છે કે તે પોતા જોડે આપણે માટે કાંઇ ભલી ઉમેદ લઇ ગયો છે!"

મનોરમા હસીને ચુપ રહી.

તેણીની આ ચુપકીદીએ તે જવાન પુરૂષને વધુ આગળ વધવાનું ઉત્તેજન આપ્યું.

"તારો ભાઇ બડો પકકો ને પાવરદો છે મનોરમા!"

"તમે મારા વ્હાલા ભાઇ માટે ગમે તે તર્ક બાંધો પણ હું માનતી નથી."

"હું તારા ભાઇને માટે નહીં, પણ તારો ભાઇ આપણે માટે કાંઇ નવી નવી તર્ક બાંધતો જણાય છે અને હું ધારૂ છું કે તેમાં તે ખોટો નથી!"

"શામા ખોટા નથી?'

"પોતાની તર્કમાં!" ગોવિંદરાવે ઝટ હાજરજવાબીથી કહ્યું." તેણે જોઇ લીધું છે કે તળાવ ખીલેલાં એક સુંદર કમળપર એક ભમરો ભ્રમિત થયો છે, તો તેનાં વિનોદ-વિલાસમાં પોતે પીડારૂપ થઇ પડવું ન જોઇયે. શું તારા ભાઇનો આ તર્ક ખોટા છે?"

"હું તે જાણતી નથી!" તેણીએ લજવાઈ જઇ હસીને જવાબ આપ્યો.

"નથી જાણતી? ત્યારે તો જાણ કે તે મારૂ માની તું કમળ તું પોતે છે, અને તે સુંદર કમળપર ભમતો ભમરો સરદાર ગોપાળરાવનો પુત્ર ગોવિંદરાવ તારી સામે ઉભો છે!" અને અહીં તે જવાન પુરૂષ ખુરસી છોડી મનોરમાની આગળ આવ્યો. ' મનુ-મનોરમા! મારા હૈયાનાં હાર!-મારા પવિત્ર પ્રેમની પુતળી! તું મારી થશે? અરે બોલ-જલદી બોલ!-તારો એકજ શબ્દ મારાં સુખ કે દુઃખનો પાયો નાંખશે. હે સુંદરી! જે દિવસથી મેં તારો બીજનાં ચંદ્ર જેવો ચેહેરો પહેલ વહેલો દીઠો છે, તે દિવસથી હું તારાં પ્રેમ-મંદીરનો

પુજારી બન્યો છું. મારા સંસારનું સાર્થક તારી એક 'હા' કે 'ના' પર લટકેલુ છે !"

મનોરમા શરમથી લજવાઇને લાલ થઇ ગઇ, તે પુરૂષને શો ઉત્તર દેવો તે ઘડીભર તેણી સમજી શ I નહીં. જાણે તેજ પળથી તેની દુનીયાં બદલાઇ ગઇ હોય એવું કાંઇ તેણીને લાગ્યું !

"મારી મધુરી ! મને જવાબ આપ!" ગોવિંદરાવ ફરીથી બોલ્યો. "જેમ એક પતંગિયું દીપકને, હરણ સંગીતને, સર્પ મોરલીને, મોર મેઘને, પપૈયો શ્વાતિને ચકોર ચંદ્રને, હારન લાકડીને, માછલું પાણીને, ભેંસ વર્ષાદને, સારસ માંદાને, ભમરો કમળને, સંત સમાધિનેં, માલણુ પુષ્પને અને હંસ સરોવરને ચાહે છે, તેમ હું તું મારી માનીતી મનોહર મુર્તિ મનોરમાને ચાહુંછું. મનુ, પ્રીય મનુ ! મારૂં રૂવેરૂવું તને ચાહે છે ! અરે ! તું મારી થા અને ભાગ્યશાળી ઘડીને હું મારી જીંદગીનાં જીવતાં સ્વર્ગ સમાન સુખી ગણીશ. બોલ 'હા' કે 'ના?'

"હા!" ઝીણા સાદે આ એકજ શબ્દ બોલી મનો-રમાએ પોતાનું માથું ગોવિંદરાવની છાતીપર નમાવી દીધું!

આખી ખલકનો ખજાનો મળ્યાથી જે ખુશાલી ગોવિંદરાવને ઉપજી હોત, તે કરતાં આલા દરજ્જાનો અપરમપાર આનંદ પામી તે દિલજીત કુમારિકાને હર્ષથી પોતા ભણી ખેંચી તે પ્રેમાધિન જવાને પ્યારથી પોતાની ગોદમાં દાબી અને તેણીનાં પરવાળાં જેવાં લાલ

મુલાયમ મખમલી હોઠપર તેજ પળે પવિત્ર પ્રેમનું એક સાબુત સીલ દાબ્યું!

"મનુ! મારી મનુ! પ્રાણ કરતાં પ્યારી મનોરમા! તેં આજે મને ખરેખરો અમૃત-રસ પાઇ આ દેહનું સાર્થક કર્યું છે. આજથી મારી જીંદગીનાં છેડા સુધી હું તને વફાદાર રહીશ અને દુનિયાંની બીજી સ્ત્રીઓને મારી મા, બેહેન કે બેટી સમાન સમજીશ. ઉઠ વ્હાલી! આપણે સાથે ઉભાં રહી ઇશ્વરનું એકાગ્રહ ચિતે ચિંતવન કરીયે!"

અને અહીં તે પ્રેમી જોડું હસ્તે ચેહેરે જોડાજોડ ઉભું રહી આ જોડાણ માટે તે મહાનામી સાહેબનો અંતઃકરણથી આભાર માના, હવે પુર છુટથી પોતાની વિનોદી વાતચીતમાં મનહરરાવનાં આવી પુગવાની વાટ જોતું બેઠું.

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

## પ્રેમ-મંદીરનો પુજારી!

આજના બનાવની ખુશાલીમાં ગોવિંદરાવે એક કીમતી મોતીની માળા મનોરમાને ભેટ કીધી. તે માળા તે પ્રેમી જવાને પોતાના હાથે પોતાની પ્રાણપ્રિયાને પહેરાવી, જે વખતનો દેખાવ એક દિલજીત ચિત્ર રજુ કરતો હતો.

"પ્રાણનાથ ! હું કેવી ભાગ્યશાળી છું કે આપ જેવો કુળવાન પતિ પામી ?" મનોરમા મોતીની માળા પેહરી ગોવિંદરાવનાં ખભાંપર ફરીથી માથુ ટેકવી શરમાળ ચેહેરે બોલી. "આ અનંત હેશાન માટે હું પરમેશ્વરનો કિયા શબ્દોમાં પાડ માનું ?"

મારી મધુરી ! એજ શબ્દો આજે મારે 'રીપીટ' કરવા ઘટે છે! મનોરમાનાં ગાલપર એક મીઠું ચુંબન લઇ ગોવિંદરાવ બોલ્યો." મેં તને જોઇ ને જોઇ હું તારાં પ્રેમ–મંદીરનો પુજારી બન્યો હતો! તે પરમાત્માનો પાડ શબ્દોથી વળાય એમ નથી. તું શું ધારે છે, મનુ, આ ખુશ ખબર સાંભળી તારાં માત-પિતા ને ભાઈ ખરાં દિલથી ખુશ થશે કે ?"

"એ શું પુછોછો, મારા પ્રાણ ! આજનો દિવસ સુંદરરાવ શાસ્ત્રીના ઘરમાં એક 'સોનેરી દીવસ'ની ઉપમા પામશે." મનોરમા હસ્તે ચેહેરે બોલી. આપ હજી મારા પિતાજીને પુરતા પિછાની શક્યા નથી. એમનાં વિચારો ઘણાં સુધરેલા છે અને અમો બન્ને ભાઇ બેહેનને પોતપોતાની મરજીનાં વર–વહુ પસંદ કરવાની એમણે છુટ બક્ષેલી છે.

"ત્યારે એ છુટનો પેહેલો ઉપયોગ તેં કર્યો, નહી? ઠીક છે, આપણે હવે મનહરરાવને ચીડવીશું." અહીં તે જવાન ગૃહસ્થે રમુજ કીધી. "હું એને કહીશ કે તું હાર્યોછે, કારણકે મારી મનુનો ઘોડો શરતમાં આગળ નીકળી ગયો છે."

હજી તો આ વાતચીત ચાલે છે તેટલાં મનહરરાવ આવી પુગ્યો. કોઇ દહાડે નહીં અને આજે મનોરમાને ગોવિંદરાવની જોડેજોડ બેઠેલી જોઇ તે જવાન પ્રથમ જરા અચરત બની ઓરડાના દરવાજામાં દાખલ થતાંજ અચકી ગયો, પણ પછી ઝટ મામલો ચેતી જઇ હસ્તે ચેહેરે અંદર આવ્યો.

"ઓહો! અરધા કલાકમાં આ શો ફેરફાર! મનુ! હું ગયો ત્યારે તો તારા ગળાંમાં કાંઇ ન્હોતું! આ આબદાર મોતીની માળા તેં કયારે અને કયાંથી ખરીદી!"

"ખરીદદાર મળ્યો ત્યારે ખરીદી, ભાઈ મનહર!"

"મુબારક! મુબારક! આ મોતીની માળા હું તને મુબારક ઇચ્છુંછું." મનહરરાવે હસ્તે ચેહેરે મુબારકબાદી આપી." કેમ ગોવિંદરાવ, તમે મારા બાહેર જવાનીજ વાટ જોઈ રહ્યા હતા કે શું?

"મનહર! એક કમળ પુષ્પપર ભ્રશિત થયેલો ભ્રશર કયાં દોડે છે?"

"કમળપર!"

ત્યારે મારી મનોરમા મારૂં કમળ હતું અને હું તેણીનો ભ્રમિત થયેલો ભમરો હતો, ભમરાને કમળ-વિનોદ મળ્યો તો બીજું શું ગમે? પણ સબર! મારી તરફથી અને મારી મનોરમા તરફથી તારો આભાર માનવાની મારી પહેલી ફરજ છે કે તારા કોઇ કલ્પીત મિત્રને મળવા જવાની સુંદર કલ્પના તારાં ભેજાંમાં

ઉભી થઈ ન હોત તો આજની ભાગ્યશાળી અને કીમતી તક અમને ખોહી બેસવી પડત !

" ના, એવું કાંઈ હતુંજ નહીં." મનહરરાવ પોતાનો કોટ ઉતારી ખુંટીએ લટકાવતાં હસીને બોલ્યો.

"નહીં કેમ હતું ? તું હજારવાર ના પાડશે તેથી શું થયું ? વગર શકે તેં આજે એક ભલા ભાઈનો ભાગ ભજી બતાવ્યો છે. કેમ મનુ, તું બોલતી કેમ નથી?"

"ખરૂં છે, મારા પ્રાણનાથ ! મારા મનહરની હું આભારી છું."

" બહુ સારૂ, મનુ, કોણ જાણે બન્ને જણુની કયારેકની સુજગુજ હશે તે આજે મારે પડદે પડી ! ઉપકાર માનવાનો આ પણ એક સારો હુન્નર છે ! હું શું જાણું કે તમો બેઉ વચ્ચે છાણુ પુતળાંનો નાચ કયારથી નચાતો હતો ! આપણે તો આ ભોળાઇમાં બાહેર ગયા !"

"હું ઇચ્છુંછું કે તારે જેવા ભોળા દરેક બેહેનનાં ભાઈ હોય !" ગોવિંદરાવે હસીને જવાબ વાળ્યો. "હવે મજાક છોડી દે, મનહર, ને કહે કે તારી બહેને કરેલી પસંદગી તને માન્ય છે કે અમાન્ય ?"

"ગોવિંદરાવ !–મારા દોસ્ત !–એ કેવો સવાલ ?" હવે મનહરરાવ એકદમ તેની નજદીક આવી તેને શેક હેન્ડ કરતાં બોલ્યો. "મારી મનુ બહેનનાં નસીબ હું ખરેજ મોટાં સમજું છું કે આપ જેવો ઉમરાવ ધણી

પામી! પેશવાઇ પાયતખ્તનાં ભવિષ્યનાં પેહેલા નંબરના એક સરદારની સ્ત્રી બનવું એ બધીજ અબળાઓનાં નસીબમાં હોતું નથી. હું તમારાં જોડાણને અને જોડાંને મારાં અંતઃકરણનાં આશિર્વાદ આપુંછું !"

મનહરરાવનાં આ મનોહર શબ્દોથી મનોરમાપર એવી ઉંડી અસર થઇ કે ઝટ ઉઠીને તેણી પોતાનાં વ્હાલા ભાઇને ભેટી પડી.

"આ ખુશ ખબર આપણાં માત-પિતાએ જાણી કે નહીં?"

"નહીં, વ્હાલા ભાઇ, હજી તેઓ જાણુતા નથી."

"ત્યારે તો હું હમણાં ને હમણાં જઇ તેમને આ ખુશ વધાઇથી વાકેફ કરીશ."

"જરા સબર કર, મનહરરાવ, હમણાં નહીં." ગોવિંદરાવ બોલ્યો. "હું ઘરમાં છું તેટલાં નહીં-એક પાંચ મીનીટની મને અવકાશ આપ !"

પણ મનહરરાવ થોભ્યો નહીં ! "પાંચ મીનીટ તો શું પણ પાંચ સેકન્ડ હું થોભવાનો નથી" એમ કહી તે આ ખુશ ખબર પોતાનાં માત-પિતાને કહેવા દોડયો.

"મનુ-મારાં જીગર! હવે મને એકદમ અહીંથી જવા દે ! તારાં માત-પિતા આવી પહોંચે તે આગમચ હું અહીંથી પસાર થઇ જવા ઇચ્છુંછું" અને એમ બોલી ગોવિંદરાવે મનોરમાને ફરી એકવાર એક ચુંબન લઇ પોતાના ઘર તરફ છુપચુપ નીકળી ગયો !

# પ્રકરણ ૨૬ મું.

—:o:—

## ગુપ્ત ધન ઘરમાં આવ્યું!—મનોરમાના લગ્ન.

ગોવિંદરાવનાં જવા પછી વચ્ચે બે પાંચ મીનીટ પસાર ન થઇ તેટલાં સુંદરરાવ અને આનંદીબાઇ મન-હરરાવ જોડે તેણીનાં ઓરડામાં આવ્યાં. તે માત-પિતા પોતાની બેટીને ઘણાં હર્ષથી ભેટયાં અને મનહરે આપેલી ખુશ ખબર તરફ પોતાનાં તન-મનની પુર પસંદગી જાહેર કરી તેમને પોતા તરફનાં રૂડા આશિષ ઇચ્છયા.

તેજ સાંજે તે ખુસ ખબર સરદાર આનંદરાવના કાનપર ગઇ, જે સાંભળી તેઓ બહુ આનંદ પામ્યા. વાંચનારને ખબર હશે કે આ બનાવ વિષે ખુદ સરદાર આનંદરાવ પોતે સુંદરરાવ શાસ્ત્રી જોડે વાત કરનાર હતા, પણ કુદરતે બાહારોબાહારથી એક અચુક કામ બજાવ્યું હતું કે હવે તેમને તસદી લેવાની કસી જરૂર રહી નહીં.

આજના બનાવથી સુંદરરાવ શાસ્ત્રીને એટલી ખુશાલી ઉપજી કે તેના આનંદમાં આખાં તુળજાપુર ગામમાં તેઓએ મીઠાઇ વહેંચી અને ગરીબ-ગુરબાઓને ફરીથી અન્નદાન અને વસ્ત્રદાન આપ્યું.

સુંદરરાવ શાસ્ત્રી પુણાના પહેલા વર્ગના સરદાર ગોપાળરાવના વહેવાઇ થયા આ ખબર જ્યારે તુળજા-

પુરનાં લોકોએ જાણી ત્યારે તેમને ઉપજેલી ખુશાલી પાર વિનાની હતી. જે કોઇ શાસ્ત્રીજીને મળતા દરેક જણુ આ ખબર વિષે ખુશાલી દર્શાવી મુબારકબાદી આપતા હતા.

[સરદાર ગોપાળરાવ પોતાના એક પુરા પુત્રની ઉમેદ પાર પડેલી જોઇ હદ બાહાર હર્ષ પામ્યા. તેઓએ હવે લગ્નનો દહાડો મુકરર કરવાની ખાહેશ દેખાડી અને શાસ્ત્રીબાવાએ પોતે લગ્ન-મુહુર્ત જોઇ એક દીવસ મુકરર કીધો, તેની સરદાર તરફથી તુરત બહાલી મલી.]

ધારેલે દિવસે ગોવિંદરાવ અને મનોરમાના લગ્ન ભારે ધામધુમ સહિત થયાં. આ લગનથી આખું તુળજાપુર ગામ ગાજી રહ્યું. સરદાર ગોપાળરાવ અને સુંદરરાવ શાસ્ત્રી એ બન્ને વહેવાઇઓ પૈસે પુર હોવાથી લગ્નનો મહીમા પુછવો પડે એમ ન હતું. લગભગ અરધું પુણા શેહેર સરદાર ગોપાળરાવ તરફથી તુળજાપુરમાં ઘસડાઇ આવ્યું હતું અને દિવસો સુધી તે યાદગાર લગ્નની ખાણી પીણી ચાલી રહેવા પછી એક સારો દહાડો જોઇને મનોરમા ભારે હર્ષ સહિત સાસરે સીધારી તેણીનું અપુર્વ સૌંદર્ય જોઇ તેનાં સાસરિયાંઓ હેરત થયા વિના રહ્યાં નહીં અને સરદાર ગોવિંદરાવને એવી એક મનોહર પત્નિ મેળવવા માટે પુણે પહોંચ્યા પછી ચોતરફથી મુબારક ઇચ્છવામાં આવી.

સુંદરરાવ શાસ્ત્રી સરદાર ગોપાળરાવ જેવા એક

પહેલી પંક્તિનાં સરદારનાં વહેવાઇનું માન પામ્યાથી તેમની ઇજત હતી તે કરતાં બેવડી વધી ગઇ. હવે તેઓ એક મોટા પુરૂષની પંક્તિમાં ગણાવા લાગ્યા, તો જોકે તે દરજ્જો વધવા માટે તેમને જરાએ ગર્વ ઉપજયો ન હતો. પોતાની અસલ સાદાઇ અને અસીલાઇને તેઓ આજે પણ વળગી રહ્યા હતા. મનોરમા સાસરે સીધાર્યા પછીથી તેમનું મોટું કામ ગરીબોનું રક્ષણ કરવાનું, તેમને સુખ થાય તેવાં સાધનો યોજવાનું તથા જાહેર પ્રજાની બીજી જરૂરી હાજતો ટાળવાનું હતું. મનોરમાનાં લગ્નને બે માસ નહિં વિત્યા તેટલાં પેલો છુપો ખજાનો બેઉ બાપ દીકરા હળવે હળવે પોતાને ત્યાં લઈ આવ્યા. સારા નસીબે શાસ્ત્રીબાવાનું ઘર અસલી બાંધણીનું મોટું અને મજબુત હતું. તેમાં ૫૦) માણસો વસી શકે એટલી સગવડ હતી. વળી અસલી બાંધણીનાં ઘરોમાં જેમ હંમેશાં હોય છે તેમ શાસ્ત્રીજીનાં ઘરમાં પાંચ જુદાં જુદાં છુપાં ભોંયરાં હતાં, જે ભોંયા પેલા પાંચ ચરૂની જગ્યા કરવા માટેજ તે ઘરનાં બંધાવનારે આગમચથી બાંધી રાખ્યાં હતાં! એકેક દીવસને આંતરે લાગટ પંદરેક દીવસો સુધી બેઉ બાપ-બેટાએ રાત જાગીને તે તમામ ધન ધીમે ધીમે ઘરમાં લાવી પેલાં ભોંયરાંઓમાં ભર્યું. આ કામ કરતી વેળા કોઇબી દહાડે તેમને કશી રીતની હરકત થઇ નહીં, તેમજ એટલું અખુટ ધન બાહેરથી ઘરમાં લાવતાં

સારાં નસીબે કોઇ પણ આદમીએ તેમને દીઠા નહીં, એ પણ કુદરતની એક ગુપ્ત બક્ષેશ હતી!

પેલા લાલ પથ્થરની હેઠળનો જે ચરૂ તેમને હાથ લાગ્યો હતો, તે આખો હીરા, મોતી, માણેક નીલમ, પોખરાજ અને પાનાઓથી તમામ ભરેલો હતો. તેની અત્રાફનાં બીજા ચાર ચરૂઓ માહેલા બે સોનાની અશરફીઓથી ચીકાર હતા, જ્યારે બાકીના બેમાં રૂપાંનાણું હતું. રૂપાંનાણાંવાળા બેઉ ચરૂના તળીયામાં નક્કર સોનાના કેટલાક લાઠાઓ પણ સંતાડેલા હતા! આ એકેક લાઠો અરધા અરધા લાખ કરતાં વધુ કીમતનો હતો!

પેલા હીરા મોતી અને અમુલ્ય રત્નોવાળા મુખ્ય ચરૂમાંથી છુટાં નંગો ઉપરાંત હીરાના સબંધ હારો, મોતીની માળાઓ, રત્નજડિત પુતળીઓ અને અસલના વખતનાં રકમ રકમનાં હેરત ઉપજાવનારા દાગીના આઈતા તૈયાર મળી આવ્યા હતા! આ બધું ઈશ્વર ઉપરની સુંદરરાવ શાસ્ત્રીની અચુક આસ્થાનું તેમને ઈનામ હતું એમ કોણ ના પાડી શકશે?

તે સઘળું ધન કબજામાં આવ્યા વછી સુંદરરાવ અને મનહરરાવે પુર છુટથી જુદા જુદા ધાર્મિક કાર્યોમાં વાપરવા માંડ્યું. સર્વ કોઇ અચરત થવા લાગ્યા કે શાસ્ત્રીબાવા આટલા અચણુચ ધનવાન કેમ થઈ ગયા, પણ અંદરનો ભેદ કોઇ પામી શકયું નહીં. ત્રણ મહિનાની મુદ્દત પસાર થવા પછી મનોરમા સાસરેથી થોડા

દિવસ મહીયરમાં રહેવા આવી. જ્યારે તેણીએ તે અખુટ દ્રવ્યની વાત પોતાના માત-પીતાના મુખથી સાંભળી ત્યારે તેણીની અચરતીનો પાર રહ્યો નહીં.

---

## પ્રકરણ ૨૭ મું.

### મનહરરાવની મોહિની.

ઔરંગાબાદવાળા સરદાર આનંદરાવ તુળજાપુરમાં માત્ર બે માસ રહેવાના હતા, પણ તેમનાં કુટુંબને તુળજાપુરની હવા વધુ પસંદ પડવાથી હજી સુધી તેઓ ત્યાંજ હતા. શાસ્ત્રીબાવા અને તેમના પુત્ર મનહરરાવની આવણુ-જાવણુ તેમને ત્યાં હવે લગભગ દરરોજની થઇ પડી અને સરદાર આનંદરાવ તથા તેમનું કુટુંબ પણ સુંદરરાવ શાસ્ત્રીને ત્યાં આવતું જતું થયું. સરદાર આનંદરાવને ત્રણ છોકરા અને ત્રણ છોકરી હતી, જેમાંની એક ન્હાની છોકરી સીવાય બાકીનાં બીજાં પરણેલાં હતાં. આ આખું કુટુંબ તુળજાપુર આવેલું હતું અને સુંદરરાવનાં કુટુંબ સાથ મનોરમાના લગન પ્રસંગે પરસ્પર પીછાન થવાથી લગ્ન પછી તેઓ જોડે બહુ પળોટાઇ ગયું હતું. સરદાર આનંદરાવની **શાંતિ** નામની જે પુત્રી હજી કુમારી હતી, તેણી એક અતિ રૂપાળી છોડી હતી. વખત જતાં આ શાંતિએ મનહરરાવનાં મનની

શાંતિને છીનવી લીધી ! તે તેણીપર ફીદા થયો હતો. શાંતિ પોતે પણ મનહર તરફ ખેંચાઈ હતી, પણ બન્ને જણે પોતપોતાનો પ્રેમ છુપ્યો રાખ્યો હતો.

જયારે લગ્ન પછી ત્રણ માસ વિત્યા બાદ મનોરમા પુણેથી પહેલવહેલી થોડા દીવસ પોતાના માતપિતાને મળવા માટે ગોવિંદરાવ જોડે તુળજાપુર આવી ત્યારે એક દહાડે તક જોઇને મનહરરાવે પોતાના દીલની ઉમેદથી પોતાની વ્હાલી બેહેનને વાકેફ કીધી. મનોરમા તે સાંભળી હુરખાઈ ગઈ અને ગનહરની ઉમેદ વિષે પોતાનાં મા-બાપને માહેર કીધાં. આ વધામણી સાંભળી તે ઘરડાં માત-પિતાનાં હર્ષને પાર રહયો નહીં. સુંદર-રાવ શાસ્ત્રીએ આ કામ પાર ઉતારવાનું કામ મનોરમા મારફતે પોતાના જમાઇ સરદાર-પુત્ર ગોવિંદરાવને સોપ્યું.

વાંચનાર જાણે છે કે ગોવિંદરાવ અને મનહરરાવ એકમેકના જાની દોસ્ત હતા. એજ ગોવિંદરાવને મનોરમા ઉપરની તેની ફીદાગીરી દરમ્યાન તન-મનથી મદદ કરનાર મનહરરાવ પોતે હતો, તો હવે તેજ મિત્ર, મનહરરાવને મદદ કરવાને ના પાડે એ શું બનવાજોગ હતું ? નહીં ! તેણે આ પરમાર્થી સેવા મોટા હર્ષથી ઉપાડી લીધી અને મનહરનું પોતાપર થયલું હેશાન યાદ કરી તેનો બદલો તેજ કીસમે વાળી આપવાની પોતાને મળેલી આ સુંદર તક જતી મેલી નહીં.

મનોરમાથી આ બીના જાણ્યા બરાબર ગોવિંદરાવ,

સરદાર આનંદરાવની મુલાકાતે ગયો અને તેમની સુંદર પુત્રી શાંતિનું મનહરરાવ માટે સુંદરરાવ શાસ્ત્રી તરફથી "માગુ" કર્યું. સરદાર આનંદરાવ આ ખુશ ખબરથી આનંદ-સાગરમાં તલ્લિન થઇ ગયા! જો મારી શાંતિની ખુશી હોય તો મારી જરાએ ના નથી. એ મારી સૌથી ન્હાની પુત્રી હોવાથી મારી બીજી દીકરીઓ કરતાં મને વ્હાલી છે અને તેણીને તેની મરજી મુજબનો ધણી અપાવવાનું મેં વચન આપેલું હોવાથી હું તમને નક્કી સાંજે કહીશ." સરદાર આનંદરાવે આ ઉત્તર આપ્યો અને ગોવિંદરાવ ઘર તરફ પાછો ફર્યો.

પણ આ જવાબથી મનહરને નારાજી ઉપજી નહીં. શાંતિ જોડે તે અત્યાર આગમચનો એટલો બધો પળોટાઇ ગયલો હતો અને તેમની વચ્ચે જોકે ખુલ્લા શબ્દોમાં પરસ્પર બોલવું કાંઇ થયું ન હતું તે છતાં એકમેકનાં નેત્ર-કટાક્ષથી પ્રેમનું ગુપ્તાકર્ષણ એવું અચ્છું બની ચુકયું હતું કે આ માગણીનો જવાબ હકારમાજ આવવાનો એવી તેણે પુર ખાત્રી રાખી હતી.

અને ઇશ્વર કૃપાથી તેમજ બન્યું. સાંજે ગોવિંદરાવ ફરીથી સરદાર આનંદરાવનો જવાબ લેવા તેમને ઉતારે ગયો જ્યાં સરદાર સાહેબે તેને ઘણા હર્ષ અને આદરમાનથી આવકાર આપી "આખાં કુટુંબની પુર ખુશાલી વચ્ચે" તે માંગણી બહાલ રાખી. ગોવિંદરાવે એક તડાકે જોઇ લીધું કે આ ખુશ વધામણીથી સર-

દારનાં આખાં કુટુંબમાં ભારે આનંદ વ્યાપી રહયો હતો. પોતાની પુત્રીને એવો એક કેળવાયલો અને સદગુણ સંપન્ન પતિ મળવા પામ્યો તે જોઇ સરદારને ઉપજેલા હદની સીમા રહી નહીં, એવાં એક સુકૃત્યમાં ગોવિંદરાવે ભાગ લીધો તેની યાદગારીમાં સરદાર આનદરાવે તેને હીરાની એક કીમતી વીંટી ભેટ કરી પોતાનો હર્ષ ખુલ્લાં રૂપમાં પ્રગટ કીધો.

અને હવે ટુંકમાં, બીજેજ દીવસે એક સારૂં મુહુર્ત હાથ લાગી જવાથી **મનહર** અને **શાંતિની** સગાઇ બન્ને કુટુંબોનાં ભારે હર્ષ વચ્ચે કરવામાં આવી. આ ખુશ ખબર તુળજાપુર ગામમાં ફરી વળતાં વાર લાગ્યો નહીં. ફરી એકવાર તે એકાન્ત ગામડું આ "નવી સગાઇ" સાંભળી પરમાનંદ પામ્યું !

"જયારે સુખ આવે છે, ત્યારે સામટુંજ આવેછે," આ કહેવત આપણા ભગ્વત-ભકત સુંદરરાવ શાસ્ત્રીના બાબમાં બોલેબોલ ખરી પડી. એક વખત 'એવો હતો કે અચબુચ આવી ઉભેલા એક ગજબનાક આફતથી સુંદરરાવ શાસ્ત્રી અને તેમનું કુટુંબ ઘડીનો વચ્ચે એક કોડીં વગરનું બની રસ્તા વચ્ચે રખડતું બન્યું હતું'- ઘરબાર ખેતરપાદર અને વાડી-વજીફા ઉપરાંત તેમની જંગમ મીલકતની એકે બદામ તેમના હાથમાં રેહેવા પામી નહતી, પણ તે આફત સમયે પણ તે સત્યશીળ પુરૂષે ધૈર્ય ધારણ કીધાથી ઇશ્વર કૃપાથી તે વિઘ્નરૂપી

વાહળી માત્ર એક પખવાડયાંમાં પસાર થઇ ગઇ અને જે ધણી કને એક ફુટી કોડી ન હતી તે ધણી આજે કોટયાધીશ થઇ પડયો! સરદાર આનંદરાવ અને સરદાર ગોપાળરાવ જોકે પૈસે પુર હતા, પણ સુંદરરાવ શાસ્ત્રીને પેલાં મળેલાં ગુપ્ત ધન તરફ જોતાં તે બન્ને સરદારોને આખા ને આખા તેમનાં કુટુંબ પરીવાર તથા માલ-મીલ્કત સહિત વેચાતા લેવાને આજે સુંદરરાવ શાસ્ત્રી સમર્થ હતા! વાંચનાર! આ સર્વ દૈવી ચમત્કાર હતો!

ફરી એકવાર સુંદરરાવ શાસ્ત્રીના ઘરમાં લગ્ન સમારંભની તઇયારી ચાલી રહી. આ તકનો લાભ લઇ શાસ્ત્રીજીએ પોતાના મકાનને સણગારવામાં કોઇ રીતની કચાસ રાખી નહીં. ગોવિંદરાવ અને મનોરમાની મરજીમાં આવે એવા સુધારા-વધારા કરવામાં આવ્યા અને લગ્નની પંદર દિવસ આગમચથી ખાણીપીણી શુરૂ થઈ.

સર્વથી પહેલાં ગરીબ ભિક્ષુકોને યાદ કરવામાં આવ્યાં. આ ગામની બાહેરનાં એક ચોગાનમાં એક ગંજાવર મંડપ ઉભો કરવામાં આવ્યો અને તે બીચારાં રંક-અનાથોને રહેવા કરવાની તથા ખાવા-પીવાની બહુ કાળજી ભરેલી ખંત લેવામાં આવી. આ કામ ઉપર ગામના ૧૨ આગેવાન પુરૂષોને શાસ્ત્રીબાવાએ નેમ્યા અને તેમનું ઉપરીપણું સરદાર-પુત્ર ગોવિંદરાવને આપ્યું. ગામેગામથી ભિક્ષુકોને ખાસ માણુસો મોકલીને બોલાવવામાં આવ્યાં અને એક અઠવાડિયું સુધી તેમને

ભાતભાતનાં પકવાનો અને મિષ્ટાનો જમાડી તૃપ્ત કરવા ઉપરાંત શું ન્હાનાં કે મોટાં દરેક માણસ દીઠ પાંચ પાંચ રૂપીયા અને પુરતાં અંગ–વસ્ત્રોનું છુટથી દાન કરવામાં આવ્યું.

એ પછીનું આખું અઠવાડીયું તુળજાપુરનાં રહીશોને સંતોષવામાં પસાર થયું. સરદાર આનંદરાવનાં ઔરંગાબાદ તરફનાં સગાંવ્હાલાંઓ તથા શેહેર શેહેરનાં દોસ્ત–આસનાવોથી તુળજાપુર ગામ ચીકાર થઇ ગયું. સરદારને ત્યાં આ છેલ્લીજ ભલાઈ હોવાથી તેઓ સાહેબે સુંદરરાવ શાસ્ત્રી મીસાલ છુટે હાથે કામ લેવામાં કોઇ રીતની કસર રાખી ન હતી.

અંતે ધારેલે દિવસે મનહરરાવ અને શાંતિબાઇનાં લગ્ન પુર ફતેહ સહિત ભારે ધામધુમ વચ્ચે પાર ઉતર્યાં અને સુંદરરાવને ત્યાં નવાં " વહુમાય " પહેલવહેલાં પધાર્યાં. આ દિવસની યાદગારીમાં મનહરરાવે પિતાજીની આજ્ઞા લઈ તુળજાપુરમાં એક મોટી ધર્મશાળા સ્થાપી. કુંદનરાવ કેળકર નામના એક મોટા સાહુકારનું બે મજલાનું ઘર તેનાં બહોળા કમપાઉન્ડ સહિત ખરીદી લઈ ગરીબ પ્રવાસીઓ માટે તેણે ધર્મદા બક્ષેશ આપ્યું અને નવેસરથી સુધારી વધારી તથા રંગાવીને એક ઉમદા આશ્રમસ્થાનમાં ફેરવી નાંખ્યું. ત્યાં આવતા મુસાફરોને હંમેશાં મુફ્ત ખાવા–પીવાનું અને રહેવાનું મળે એટલા માટે તેણે એક મોટી રકમ અનામત કાઢી

જેના વ્યાજમાંથી તે ધર્મદાખાતું સંદોદિત ચાલુ રહેવા માટે તેણે તુળજાપુરનાં સાત સંભવિત ગ્રહસ્થોની દેખરેખ હેઠળ મેલ્યું. મનહરરાવે તે મકાનનું નામ પોતાની પ્રીય પરણેતરનાં નામ ઉપરથી "શાંતિ ભુવન" એવું નામ પાડયું. આ પરમાર્થી કાર્યથી મનહરરાવ તુળજાપુરની વસ્તીમાં બહુ લોકપ્રીય થઇ પડયો.

મનહરને પગલે ચાલી સરદાર પુત્ર ગોવિંદરાવ અને મનોરમાએ એક બીજું મોટું મકાન ખરીદ કરી તેમાં એક સંસ્કૃત પાઠશાળાની સ્થાપના કરી તેઓએ કાશીથી વિદ્વાન સંસ્કૃત શિક્ષકોને મોટા પગારે તેડાવ્યા અને તે ખાતું ચાલુ કાયમ રહેવા માટે એક મોટી રકમ અનામત કાઢી તેની પાકી વ્યવસ્થા કીધી. આ ખાતાંને "મનોરમા સંસ્કૃત પાઠશાળા"નું નામ આપવામાં આવ્યું.

બીજી તરફ સુંદરરાવ શાસ્ત્રીએ મનહરરાવનાં લગ્નની ખુશાલીમાં તુળજાભવાનીને હીરા મોતીનાં અમુલ્ય દાગીનાઓની ભેટ કરી તેની અત્રાફમાં દેવીનાં દર્શને આવતા યાત્રાળુઓ તથા ભાવિક સેવકો માટે એક મોટું આશ્રમસ્થાન બંધાવી આપવા ઉપરાંત તુળજાપુરનાં એકેએક ધર્માલયોને ફરીથી દરૂસ્ત કરાવી તેમની પ્રત્યેક હાજતો પુર છુટથી પુરી પાડી આપી. વળી તુળજાપુરમાં એક ગૌશાળા, એક મોટું તળાવ, એક કેળવણી ગૃહ અને છેવટે એક મોટી હાસ્પીટલ સ્થાપી આપી તે

ગરીબ કસબાને દરેક વાતે તૃપ્ત કીધો. એ રીતે પોતાને મલેલાં ગુપ્ત ધનનો તે પરમાર્થ કુટુંબે ખરા પરમાર્થમાં ઉપયોગ કરવાનું પુર છુટથી ચાલુ રાખ્યું.

---

## પ્રકરણ ૨૮ મું.

—:o:—

## સુખી સેવટ.

જ્યારે મનોરમા ફરીથી બીજીવાર પુણેથી તુળજાપુર આવી ત્યારે એક મોટી પુસ્તકશાળા બંધાવી તેને "સુંદર પુસ્તકાલય"નું નામ આપી જાહેર પ્રજાને તે ખાતું બક્ષેશ કીધું. આ વખતે તેણીએ અને તેની ભાભી શાંતીએ પોતપોતાના પતિઓને અકેકા સુંદર પુત્રોની બક્ષેશ કરી. આ બંને પુત્રો-રમણિક અને મોહન ને જોઇ સુંદરરાવ અને આનંદીબાઇનાં હર્ષનો પાર રહયો નહીં. તે બંને ભુલકાંઓ તેમની ઘરડી આંખ્યોને આરામ આપનારાં થઈ પડયાં. સુંદરરાવ શાસ્ત્રીએ પોતાની જીંદગી સુધી તુળજાપુર છોડયું નહીં. તેમનાં અને આનંદબાઇનાં મૃત્યુ પછી તે બંને-ભાઇ બહેનોએ પેલું છુપુ ધન સરખે હીસ્સે વહેંચી લીધું અને પોતાના સત્યશીળ પિતાને પગલે ચાલી હમેશાં તેનો પરમાર્થી કાર્યોમાંજ ઉપયોગ કીધો. પાછળથી તેઓ સઘળાં પુણે જઇ રહયાં, જયાં મનહરરાવ પોતાની

જાહેર સખાવતોથી એક સુપ્રસિદ્ધ શેહેરી થઇ પડયો અને સરકાર દરબારમાં એટલો માનીતો થઇ ગયો કે જે વર્ષમાં સરદાર ગોપાળરાવનાં મરણ પછી ગોવિંદ-રાવ "સરદાર" નેમાયો તેજ વર્ષમાં નામદાર સરકારે મનહરરાવને પણ દખણમાં પહેલા વર્ગના સરદારની માનવંત પદ્વી આપી તેનાં માનવંત પરમાર્થી કાર્યોની કદર બુજી.

મનોરમા અને શાંતિમાં બે સગી બેહનો મીસાલ પરસ્પરનો પ્યાર અને એકસંપીથી વસવા પામ્યાં, જેથી આ બન્ને સરદાર-સ્ત્રીઓ એકમેકનાં સુખ-દુઃખમાં ભાગ લઇ પુર માયા મમતાથી પોતાના પરણ્યા પરીવારનો વૈભવ ભોગવતી થઇ. એજ રીતે સરદાર ગોવિંદરાવ અને સરદાર મનહરરાવ વચ્ચે બાઝેલી મિત્રાચારી દર દહાડે વધુ ને વધુ મજબુત બનતી ગઇ. તેઓ દરેક ખાનગી કે જાહેર સવાલોમાં એકમેકની સલ્લાહ લઇ એકસંપીથી કામ લેતા હતા, જેથી તેમને કોઇ પણ દિવસે પરસ્પર કચવાવાનું કશુ કારણ મળ્યું નહીં. બન્ને જોડાં સુખી નીવડયાં તેનું મુખ્ય કારણ તેઓ વચ્ચે હસ્તી ભોગવતા સંપને આભારી હતું. જે કુટું-બમાં સંપ હોય ત્યાં આબાદી પહેલી હોય છે. તુળજા-પુરમાં સુંદરરાવ શાસ્ત્રીની યાદગારીમાં તે સંપીલા ભાઇ બેહેને એક મોટો ઘડીયાલ સાથનો 'ટાવર' બંધાવી તેને 'સુંદર મીનાર' નું મોહક નામ આપ્યું. દર વર્ષે

તેઓ તુલજાભવાનીને દર્શને તુળજાપુર જતા અને ત્યાં મહીનો પંદર દહાડા રહી મોજ મારી આવતા. તે ચારે જણમાં વસેલી એકસંપી એક અજાણ્યા આદમીને પણ અદેખાઇ ઉપજાવે એવી હતી. કોઇ પણ ધર્મનાં કાર્યમાં તેઓ ઉલટથી બાહેર પડતાં અને પોતાનાં ધનનો પરમાર્થી ઉપ્યોગ કરતાં હતાં. ખુદાની મેહેરથી મનોરમા અને શાંતિ બચ્ચાંની બાબદમાં પણ ભાગ્યશાળી હતાં. ઘણી ખરી તેમની સુવાવડ સાથેજ આવતી અને આ એક અજબ સંજોગ હતો કે દર વેતે તેઓ એકસરખા જન્મ આપતી હતી–યાને જો મનોરમાને ત્યાં છોકરો આવતો તો શાંતિ પણ તે સુવાવડમાં એક દીકરાનોજ જન્મ આપતી હતી. આજે બેઉ નણંદ–ભોજાઇ છ છ ફરજંદોની માતા છે અને એકસરખા ચારચાર દીકરા અને બબ્બે દીકરીઓ ધરાવે છે! જાણે મા–બાપનો સંપ બચ્ચાંઓ પણ જન્મની સાથેજ લેતાં જનમ્યાં છે!

અને હવે વ્હાલાં વાંચનાર! હું તમારી રજા ચાહું છું. આ એક સાદાં પણ સત્ય નીતિ–દર્શક ચિત્રમાં શુરૂઆતથી તે છેવટ સુધી મારી જોડે જોડે રહેવા માટે હું તમારો આભારી થયો છું, અને જો આ મારી કમતરીન કોશેષ તમારી પસંદગીને પાત્ર થશે તો તેજ મારી મેહેનતનો પુરતો બદલો સમજીશ. છેવટે હું એટલુંજ ઇચ્છીશ કે તે પરમાત્મા તમને સુંદરરાવ શાસ્ત્રી જેવાં સત્યશીળ બનાવે અને ઇશ્વર ઉપરની તમારી આસ્થા દર દહાડે વધુ ને વધુ વધતી જાય! તથાસ્તુ:

[ સમાપ્ત ]